# યમરાજનો અતિથિ





વિષ્ણુદેવ સકળેશ્વર પંડિત

# પ્રકાશકનું નિવેદન

આ પુસ્તકમાં 'કઠ ઉપનિષદ્‌ના એક ભાગનો અનુવાદ આપ્યો છે અને તે ભાગને સારી રીતે સમજાવવા 'ભૂમિકા,' 'મૃત્યુની અમર વાણી' અને એક વાર્તા એટલું સાહિત્ય યોજવામાં આવ્યું છે.

શ્રી. વિષ્ણુદેવ પંડિતે ઘણો જ પરિશ્રમ કરી સેવા ભાવે આ પુસ્તક લખ્યું છે; તેથી અમે તેમનો આભાર માનીએ છીએ. ઈશ્વરેચ્છા હશે તો તેમની પાસેથી આવાં જ બીજાં પુસ્તકો પ્રગટ થાય અને જન સમાજમાં તેનો પ્રચાર થાય એવી અમારી ભાવના છે.

શ્રી. જગદીશચંદ્ર ચટ્ટોપાધ્યાય (ચેટર્જી) B. A. (Cantab.) વિદ્યા વારિધિએ મનનીય 'પ્રવેશ' લખી આપી, આ પુસ્તકની કિંમતમાં વધારો કર્યો છે, તે બદલ અમે તેમના ઋણી છીએ.

લેખકને આ પુસ્તક પ્રગટ કરવાની પ્રેરણા અર્પનાર શ્રીયુત ભૂધરભાઈ મથુરભાઈ પંડ્યા છે, તેમજ તેમના સ્વ. પુત્ર કનુભાઈના પુણ્ય સ્મરણાર્થે આ પુસ્તક છપાવવાનો તમામ ખર્ચ તેમણે આપ્યો છે, જે બદલ આ સંસ્થા તેમની આભારી છે.

આવા પ્રકારનું સાહિત્ય જનતાને રુચિકર થશે, તેવી આશા છે.

મંગળપ્રભાત, સોમવાર
સંવત ૧૯૯૯ નૂતન વર્ષ
તા. ૯-૧૧-૧૯૪૨

શ્રી. રામકૃષ્ણ સેવા સમિતિ
અમદાવાદ.

मृत्योर् मा अमृतं गमय ।

# યમરાજનો અતિથિ

લેખકઃ
વિષ્ણુદેવ સકળેશ્વર પંડિત
વ્યાકરણ તીર્થ, વેદાન્ત શાસ્ત્રી



પ્રકાશકોઃ
વિષ્ણુપ્રસાદ રતનરામ ઠાકોર
'શ્રીરામકૃષ્ણ ભવન', ગુજરાત સોસાયટી
રસિકલાલ વાસુદેવ મહેતા
સાંકડીશેરી, હજીરાની પોળ.
માનદ મંત્રીઓ, શ્રીરામકૃષ્ણ સેવા સમિતિ, અમદાવાદ.

સંવત ૧૯૯૯ ] પ્રત ૧૨૫૧ [ સને ૧૯૪૨

સદ્‌ગત ભાઈ કનુને !

મૃત્યુ સમયે જે ખિન્ન થયો નથી, જેણે વેદનાનાં આંસુ પાડયાં નથી, જેણે પ્રભુસ્મરણ કરી ઉત્તરાયણ સૂર્યના શુકલ પક્ષમાં દેહ છોડયો, તેને માટે શોક કરવો ઘટે નહિ, મારે તો હૃદય બળવાન કરી પ્રભુ સ્મરણ જ કરવું જોઇએ.

ભાઈ કનુ ! "તારી લલિત ગતિ અને વલ્ગુ હાવભાવ પેખી, હું મારો જીવન ભાર હળવો કરતો હતો. તું સુંદર હતો, ભક્ત હતો ને આજ્ઞાપાળક હતો. સંસારનો એકે પ્રપંચ તારો સ્પર્શ કરે તે પહેલાં તેં આ નશ્વર જગતનો ત્યાગ કર્યો અને કોઇ શાશ્વત્ સુખકર દિવ્ય સ્થાનનો તેં આશ્રય લીધો. મારા પુણ્ય બળમાં તેટલી ઉણપ હશે, હું તારો વિયોગ વેઠી રહ્યો છું, તેં મારા જીવનનું સુકાન બદલી નાખ્યું, પ્રભુ મને તારો માર્ગગામી બનાવે.

ભાઈ કનુ ! પ્રભુ પાસે એટલું માગું છું કે તને ભૂલી જવાનું મને બળ આપે. તને હું કેમેય ભૂલી શકતો નથી. વરસ થવા આવ્યું, પણ આ હૃદય દૌર્બલ્ય કેમે ખસતું નથી, તારા ઉપયોગમાં આવેલી વસ્તુઓ જોઇ હજુ પણ રુદન આવે છે. મને લાગે છે કે તું મારા હૃદયપટ પરથી નહિ જ ભૂસાય; પરંતુ કાળ જતો ગયો, તેમ મને આશ્વાસન મળતું જાય છે."

કોઇ ઉચ્ચ અધિકારી કર્માનુસાર મારે ત્યાં જન્મ લઈ ટુંકમાં જ લીલા સમાપ્ત કરી ચાલ્યો ગયો હશે. કનુ પંદર વર્ષ પુરાં કરી ચૂકયો હતો. તેની પ્રબળ ઈચ્છાને વશ થઇ મેં સરદાર પૃથ્વીસિંહના ગ્રીષ્મ વ્યાયામ વર્ગમાં તેને મલાડ મોકલ્યો, ત્યાં તે ટાઈફોઇડ તાવનો ભોગ થઈ પડયો, બળવાન શરીર એટલે તેણે તાવનો સામનો કર્યો હશે. ડૉકટરોએ દર્દ પારખ્યું નહિ હોય. સંચાલકે તેને રજા આપી, તે ઘેર આવ્યો, ૭ દિવસની બિમારી ભોગવી, વાતચીત કરી અમને ક્ષણિક

# સદ્ગત કનુભાઈ ભૂધરભાઈ પંડ્યા



જન્મ : તા. ૧૧-૧૧-૨૫ સ્વ૦ તા. ૨-૭-૪૧

અસત્યથી સત્ય તણા સુમાર્ગે
અંધારથી દૂર પ્રકાશ પંથે
મૃત્યુ થકી પાર અભીક ધામે
દોરે તુને ઈશ્વર એ સુભાવ.

આનંદ આપી તે સદ્ગત થયો. આમ મારા જીવનનો આધાર, મારા જીવનનો સુંદર બાગ એકાએક વેરાન બની ગયો. પ્રભુની તેવી મરજી હશે.

તેના સ્મરણાર્થે મારા સ્નેહી શ્રી. સકળેશ્વર ભાઇના પુત્ર ચિ૰ વિષ્ણુભાઈને મેં યમ–નચિકેતા–સંવાદ પ્રગટ કરવા ઈચ્છા બતાવી. તે ભાઇએ પ્રેમભાવે શ્રમ લઇ સુંદર ભાષાંતર કરી તમારી સેવામાં રજુ કર્યું છે.

બાળ નચિકેતાએ તો યમરાજને ખુશ કરી, પોતાના પિતાની પાસે જવાની ઈચ્છા પ્રગટ કરી, તે યમરાજે પુરી પાડી, મારા નસીબમાં કનુભાઇનાં દર્શન કયાંથી હોય! કયાં હું અને કયાં તેજના પુંજ સમા વાજશ્રવસ મુનિ, જેને ત્યાં બાળયોગી નચિકેતા પ્રગટ થયો.

યમરાજે આ પૃથ્વીનું ચક્રવર્તીપણું, દીર્ઘકાળ સુધીનું યૌવન અને અને સ્વર્ગના દિવ્ય, અનંતકાળ ટકનારા વિલાસોનો સ્વીકાર કરવા, નચિકેતાને લાલચ આપી. નચિકેતાએ તે સર્વને તુચ્છ લેખ્યાં અને એક અનંત સુખ આપનાર આત્મજ્ઞાનનું તેણે વરદાન માગ્યું.

આ શાશ્વત, જન્મ મરણને ટાળનારું આત્મ દર્શનનું સુખ મેળવવું એ જ સર્વનો સાચો પ્રયત્ન હોવો જોઇએ. મૃત્યુ પછી જીવની શાંતિ અર્થે ગરુડ પુરાણ વંચાય છે, ત્યાં આ આખ્યાન પહેલાંના કાળમાં વંચાતું. આ આખ્યાન વાંચી આપણે પવિત્ર માર્ગગામી બનીએ એ જ મહદ્ ઈચ્છા. બાળ નચિકેતાને મારાં હજારો હજાર પ્રણામ હો! મારો કનુ જ્યાં હોય ત્યાં તેને મોક્ષનો રાહ બતાવે એ જ નચિકેતા પાસે મારી પ્રાર્થના. ॐ શાન્તિઃ

કાર્તિક સુદ ૧ સોમવાર

સંવત ૧૯૯૯

કનુનો વિયોગી
ભૂધરભાઇ મ. પંડ્યા
સરસવણી
વાયા–મહેમદાવાદ.

ૐ

# આરંભે

વૈદિક સાહિત્ય એટલે આર્ય પ્રજાના પ્રાણ. આજે મોટો ભાગ તે પ્રાણ વિનાનો છે. સાક્ષરથી આરંભી સાધારણ વાચકવર્ગ વૈદિક સાહિત્યથી લગભગ અપરિચિત છે. વૈદિક સાહિત્ય ભાષા, ભાવ અને રચનાની દ્રષ્ટિએ ખૂબ જ અઘરું છે, એવી સાધારણ માન્યતા છે. તે સાહિત્ય સાથે પરિચય થતાં જ આ માન્યતા દૂર થઇ શકે તેમ છે.

આ પુસ્તિકા બે ભાગે રહેલી છે. તેમાં રહેલી ભૂમિકા એક સ્વતંત્ર છે. તેમાં વૈદિક સાહિત્ય સંબંધી વિચારો આપવાનો પ્રયત્ન કર્યો છે, તે પ્રયત્ન પ્રાથમિક જ છે. વાચક તે વાંચીને સંતોષ ન સેવે, પણ તે વિષે વિશેષ અને તથ્ય વસ્તુ મેળવવાની જિજ્ઞાસા કરે.

વેદ સંબંધી મારું જ્ઞાન નહિ જેવું જ છે. થોડાક વેદના મંત્રો જાણવાથી વેદો આવડી જતા નથી, તેને માટે તો નિરંતર અભ્યાસ અને સતત મનનની જરુર છે, તે ઉણપ મારામાં છે. B. A. ના અભ્યાસ દરમિઆન મને વેદો સંબંધી અનેક વાતો જાણવાની મળી, તેમાંથી મને જે કંઇ સમજાયું તે અહીં ભૂમિકામાં મેં રજૂ કર્યું છે.

શ્રી. અંબાલાલ સારાભાઇને ત્યાં પ્રાધ્યાપક તરીકે રહેતા શ્રીયુત જગદીશપ્રસાદ ચટ્ટોપાધ્યાય B. A. (Cantab.) વિદ્યાવારિધિની આ પુસ્તિકા અંગે મુલાકાત થઇ, તેમણે શ્રમ લઇને મારા વિચારો સાંભળ્યા અને વિચારોમાં રહેલી મારી ઉણપો તેમણે રજૂ કરી, મેં તે ચર્ચામાં ખૂબ રસ લીધો અને તેમાંથી નીચેની તારવણી કાઢી.

"આપણા ઋષિ મુનિઓ પ્રાથમિક ભૂમિકામાંથી આગળ વધ્યા નથી; પરંતુ તેઓ પ્રથમથી જ જ્ઞાનની ઉચ્ચતમ ભૂમિકા પર બિરાજતા હતા. આ ઋષિ મુનિઓએ પ્રથમથી જ તત્ત્વજ્ઞાન અને દર્શન સંબંધી વિચારો સેવ્યા છે, એટલે દાર્શનિક વિચારો અને તત્ત્વજ્ઞાન પાછળથી વિકસ્યાં તેવું કંઇ છે જ નહિ. પ્રથમથી જ તેઓ એક દેવને માનતા અને તે દેવની શક્તિઓ સ્વરૂપે અનેક દેવો હતા—एकं सत् विप्रा बहुधा वदन्ति એ મંત્રનો આ ભાવ છે. તે મુનિઓ તત્વ સંબંધી વિચાર કરી

મંત્રમુગ્ધ થઈ તત્ત્વજ્ઞાનનું વર્ણન કરતા—कः ददर्श प्रथमं जायमानम् । कस्मै देवाय हविषा विधेम। એટલે જીજ્ઞાસાની દૃષ્ટિએ પૂછાએલા આ પ્રશ્નો નથી.'

ચર્ચામાંથી મને આ રીતે નવી વસ્તુ મળી અને ભૂમિકામાં રજૂ કરેલા વિચારો વાચક વાંચે તે પહેલાં મારે આ વસ્તુ બતાવી દેવી જોઈએ. વાચક મતભેદ રજૂ થવાથી વધારે સાવધ બને. તત્ત્વજ્ઞાન-સંબંધી વિચારોની વિવિધતા રહેવાની જ; અને તે છતાં જે ધીરજથી આગળ ધપશે, તેને સાચો માર્ગ પણ મળવાનો જ.

ભૂમિકા સંબંધી મારે આટલું જણાવવું આવશ્યક હતું. શ્રીયુત ચટ્ટોપાધ્યાયના ઈંગ્લિશ Foreward (પ્રવેશ)માંથી વાચકને વિશેષ જાણવાનું મળશે. શ્રીયુત ચટ્ટોપાધ્યાયે સમયની ભીડ વેઠીને પણ મારી સાથે જે ચર્ચા કરી અને મને Foreward લખી આપ્યો, તે ઋણનો હું સ્વીકાર કરું છું; કારણ કે તેને બદલે મારાથી કંઈ તેમને આપી શકાય તેમ નથી. વેદ વિષયના તેમના અગાધ જ્ઞાનની અહીં સ્તુતિ જ કરી લઉં.

બીજા ભાગમાં કઠ ઉપનિષદના એક ભાગનો અનુવાદ આપ્યો છે. તે અનુવાદ બને તેટલો સરળ થાય તે હેતુથી મેં વિસ્તાર પણ કર્યો છે. સંસ્કૃત મંત્રો સરળતાથી સમજાય તે માટે ઘણે ઠેકાણે સંધિ છૂટી પાડી છે. ઉપનિષદની વસ્તુ સમજાવવા આરંભમાં થોડું સાહિત્ય પણ આપ્યું છે.

આ પ્રસંગે શ્રી ભૂધરભાઈ મથુરભાઈ પંડ્યાનો આભાર માની લઉં. તે મારા મુરબ્બી છે. તેમની જ પ્રેરણાથી મેં લખાણ શરુ કર્યું અને આજે તેમની જ મદદથી આ પુસ્તિકા પ્રગટ થાય છે.

આ પુસ્તિકા શ્રી. રામકૃષ્ણ સેવા સમિતિ દ્વારા પ્રકાશિત કરવામાં આવી છે, તે બદલ તે સંસ્થાના મંત્રીઓનો હું આભાર માનું છું.

ચિત્રકાર શ્રી. કનુભાઇ દેસાઇએ ઉપનિષદની ભાવનાને ચિત્રમાં આબેહૂબ રજુ કરી છે, તે બદલ તેમનો હું આભારી છું. બીજા પણ અનેક સજ્જનોએ મારા પ્રતિ સદ્ભાવ પ્રગટ કર્યો છે, તેમનો હું ઋણી છું.

સોમવારનું મંગળ પ્રભાત
જય નામ વિક્રમાર્ક
**નવલ વર્ષ, ૧૯૯૯**

**વિષ્ણુદેવ પંડિત**
રા. ભૂધરભાઇ ચોકસીનો બંગલો
શારદામંદિર પાસે, એલીસબ્રીજ, **અમદાવાદ.**

# FOREWARD

I have been requested to say a few words on the following translation of the Kathopanishad, and I am happy to do so. My knowledge of Gujarati is not such as would justify my making any remarks on the merit of the translation itself, which must have been done well, in view of the author's excellent knowledge of, indeed high proficiency in both Sanskrit & Gujarati.

I shall therefore confine my remarks chiefly to a brief survey of some of the ideas and views expressed in the Introduction (भूमिका) which the author has very kindly read out to me and discussed with me; and has, still more kindly, allowed me to criticize freely.

As I have told the author at these discussions, I consider the view-point he has taken in dealing with what he, along with many others with modern education and Europeanized minds, regards as the line along which Vedic philosophy may have developed.

It is a view-point which is based fundamentally on materialism, that is to say, the theory or doctrine :—

i. That all Consciousness (चैतन्य), whether human or otherwise, is only a function of matter, which is essentially unconscious, organised as brain and body; it has come into existence with the body, is wholly dependent on the body and perishes completely when the body undergoes the change called death.

ii. That therefore Consciousness, as it first appears on our earth (indeed anywhere in the universe), is and cannot but be of a very primitive type-of the lowest possible order.

iii. That, following the same principle the earliest human consciousness on our earth was and must have been of a very low and savage, even animalistic, type; from this stage it has gradually developed into what is, for instance, in our-selves today, and what must, therefore the highest consciousness and intelligence so far reached.

This is undoubtedly the view which is, most self-consciously and proudly, held by most Europeans and Americans now and by those followers and initiators of theirs in India and Asia whom the late Sir John Woodroffe used to call Manasa-putras (मानस-पुत्राः) of the West and others bluntly term 'the mental slaves' of the west.

From this standpoint and with this pre-conception in the back-ground of one's mind, it is quite natural for one to regard the Rishis of the Vedas as creatures far inferior to the learned scholars and scientists of to-day. As such, the Rishis, of course, were simply awe-struck with nature's phenomena and began regarding them as 'god's (देवाः) and were of course 'polytheists'.

From this state of low mentality their 'philosophy' gradually developed into what we find in the Upanishads.

It is this view, which is just briefly and some what bluntly stated here, that has influenced unfortunately even our author, despite his early education in purely Sanskritic and ancient traditional lines. It only shows how powerful is this view of materialism today. Of course, our youthful

author, did not fully realize all the implications of such a view and therefore still maintained his regard for the Rishis and for the sanctity of the Vedas.

He is, however, now fully aware of the implications and has also recognized the rational inconsistency of the materialistic view.

As against this view, there is what may be called the Spiritualistic view of life, existence and history,—a view which is being recognized as more rational and, indeed, pure, by even many leading men of Science. It is the ancient view of India and, in some form or other and in a more or less perfect manner, has been the view of thoughtful men in many other lands.

From this standpoint it is seen:—

(a) That Consciousness is not a function of the brain or body but is wholly independent of it; and, in its ultimate form, is something universal and unlimited–is, to use Einstein's word for it, 'Cosmic Consciousness'.

The Veda calls it by the symbolic aad suggestive name 'Brahman'.

(b) That this one Consciousness appears as the multifarious limited consciousnesses of men and other beings, from times immemorial, indeed, from beginning-less times.

(c) That these multifarious forms of Consciousness are the souls and spirits of individual beings, and, as such, are in various grades and degrees of development, from the highest to the lowest: and that these souls and spirits have existed from long before the existence of anything

physical and earthly and do not perish with the death of the bodies but continue to exist for countless ages.

(d) That there is thus always present, in visible bodies or in invisible ( that is, in mental and spiritual ) states, and in all grades of development.

(e) That the Cosmic Consciousness (ब्रह्मन्) is the one and only source from which the universe proceeds.

(f) That, as the Cosmic Consciousness is eternal and has existed forever, without a beginning, the universal process also has no beginning ( is अनादि).

(g) That, while the universal Process in beginningless, each particular universe has most certainly a beginning,–it comes out into existence at a particular moment of time. Any such universe, however, is only one of a beginningless series, in which one universe was preceded by another (like one tree grown from a seed was preceded by another tree which had yielded the seed).

(h) That, when a new universe appears, there appear at the time souls and spirits of all grades, from the highest to the lowest,–they having never perished when the previous universe perished, (any more than they perish when the bodies in which they appear on earth perish at death).

(i) That it thus happens that there are on our earth, even from the beginning, souls and spirits of the very highest order, appearing in human bodies, i. e. being born as human beings.

(j) That it is some of these higher grades of souls and spirits who, having been born as human beings in early times, were called Rishis.

(k) That they knew the whole truth of the universe, which they, of course, saw as a living organism, it being but the appearance, in deverse forms, of the Consmic Consciousness. (ब्रह्मन्).

(l) That, although thus acquainted with the whole truth and philosophy of the universe, they yet gave out this truth and philosophy only in various gradations and in different forms to their hearers and pupils, in order to suit their diverse capacities and temperaments.

(m) That, though there are thus gradations and variations of teaching perceptible in the Vedas, (including the Upanishads), these gradations and variations are no more than the gradations and variations in which text books are even now prepared by men of higher learning for their young pupils.

And, in order to understand the real meaning and history of the Vedas, we have to study them from this point of view,–not from the stand-point of materialism.

While thus alone may we discover the real meaning and significance of the Vedas, any one who has studied the Vedas without any prejudice,–not only without these Materialistic pre-conceptions which have been outlined above and which have influenced many a scholar of the Vedas, but without even the Spiritualistic pre-conception, cannot but be struck with the obviously spiritual significance of numerous Mantras and passages which cannot possibly be justified or explained from the Materialistic point of view.

And this Spiritualistic stand point being my own in my studies of the Vedas for more than half a century,

I could not but be greatly pained to see our young author labouring from the wrong point of view. But I am very happy to know that he has now seen his error and is bold enough to proclaim this publicly. He has in him the making of a first-class Vedic scholar, which I am sure he will in time be, if he is given the opportunity to continue his studies of, and researches in, the Vedas. He will then be able to do an immense amount of good to the world both by discovering the true meaning of the Vedas as well as by dispelling the materialistic fog which has been unconsciously spread over the Vedas by most modern scholars, specially European scholars, despite the invaluable service that they have done to the Vedic studies in numerous ways. May our young author, who has placed this noble ideal before him, succeed in attaining it; this is the prayer of his new but very sincere friend,

Ahmedabad,
November 2, 1942

**Jagadishchandra Chattopadhyaya**
**( Chatterji )**
B. A. ( cantab. ), Vidya Varidhi.

# અનુક્રમ



## શુદ્ધિ નિર્દેશ

| અશુદ્ધ | શુદ્ધ | પાનું | લીટી |
|---|---|---|---|
| કીતન | કીર્તન | ૪ | ૧૬ |
| होताः | होतुः | ६ | १७ |
| अचिकित्वम् | अचिकित्वान् | ८ | १७ |
| प्रचेमि | पृच्छामि | ८ | १८ |
| यास | यः | ८ | १९ |
| કોપાસ્ય | કાર્યાલય | ૭ | ૨૦ |
| શ્વતાશ્વતર | શ્વેતાશ્વતર | ૮ | ૧૫ |
| નાસદીપ | નાસદીય | ૧૦ | ૯ |
| ૧૪૧...મા | ૩૧...મા | ૧૬ | ૬ |
| સંહિતા | સંહિતા | ૧૮ | ૧૩ |
| अध्यात्म | अध्यात्म | ४२ | १४ |
| दुग्ध | दुग्ध | ४५ | ६ |
| चाश्य | चास्य | ५५ | १५ |
| ज्ञःता | ज्ञाता | ६३ | २५ |

૨૩૯૫૯

ૐ

# ભૂમિકા

**सर्वोपनिषदो गावो ... दुग्धं गीतामृतं महत् ।**

જે ગાયનું નિર્મળ તાજું દૂધ રોજ પીતા હોઇએ, તે ગાયનાં જો દર્શન ન કરીએ, તો તે એક પ્રકારનું કમનસીબ ગણાય. આજે જગતપર અનેક પ્રકારની ચિત્ર વિચિત્ર રુચિને પોષતાં સાહિત્ય પ્રગટ થાય છે. ચોમાસામાં ફૂટી નીકળતા બિલાડાની ટોપની માફક રોજ બ રોજ કેટલાય ગ્રંથો પ્રગટ થાય છે, તે થોડું આયુષ્ય જીવી, ફરીથી ક્યાંય વિલીન થઇ જાય છે, તેનો પણ પત્તો હોતો નથી અને પછી તો તેનાં નામનિશાન પણ રહેતાં નથી; પણ કેટલા ગ્રંથો એવા હોય છે, કે વડના અંકુરની જેમ દિન પ્રતિદિન તેનો ફેલાવો થતો જાય છે અને તેની જડ એટલી દૃઢ હોય છે, કે મહાકાળની ગમે તેવી આંધી તેને ડગાવી શકતી નથી.

હજારો વર્ષનું પુરાણું સાહિત્ય ભારતને આંગણે આજે પણ પોતાની દિવ્ય પ્રભા ફેલાવે છે, અને તેનાં પ્રકાશનાં કિરણો ચોતરફ ફેલાઇ એશિયા, યુરોપ અને અમેરિકાના ખંડો સુધી પહોંચ્યાં છે, જ્યાં અનેક મતમતાંતરો, અનુયાયો અને નાના મોટા ધર્મોએ પોતાની જડ ઘાલી છે. આ પુરાણા સાહિત્યમાં પ્રસિદ્ધિની દૃષ્ટિએ સૌથી પ્રથમ સ્થાન અપાય; તો તે બંસીધર કૃષ્ણની અંતરનાદ સમી શ્રીમદ્ ભગવદ્ગીતા છે. એનું અમૃતપાન આજે જગતનો એકે

એક માનવી કરી રહ્યો છે અને તેથી સંતોષ નહિ પામતાં વિશેષ અને વિશેષ મેળવવા તે પ્રયત્ન કરે છે. ગીતાનું અમૃત-પાન કરવા સૌ કોઇ આતુર બને છે. ગીતાનું અમૃતપાન કરી દેશી વિદેશી આશ્ચર્યમુગ્ધ બને છે. તેના દિવ્ય સ્વાદનાં કંઠ ભરીને વખાણ કરે છે. એવી ગીતા એ તો નિર્મળ, પવિત્ર, અમૃત સમાન, તાજું દૂધ છે. એને દોહનાર કૃષ્ણે તો હજારો વર્ષ પહેલાં તેને દોહીને જગતની આગળ મૂકી દીધું છે. તોપણ તેમાં નથી દુર્ગંધ આવી, કે નથી ખટાશ આવી અને તેથી જ તેવું ને તેવું તાજું દૂધ આજે પણ પીવાનું ભાગ્ય માનવીને સાંપડે છે.

એ ગીતાની જ કક્ષાએ ઉભું રહેનાર અને ગીતાથી પણ પુરાણું સાહિત્ય હોય; તો તે ઉપનિષદો છે. જેમાંથી આ ગીતા નામનું અમૃત નીકળ્યું, તે ગાયો આ ઉપનિષદો છે, જેને દોહી દોહીને નીતરતું અમૃત કાઢનાર શ્રીકૃષ્ણે ગીતાની ભેટ જગતને ધરી છે. આ ગાયોરૂપી ઉપનિષદોનાં દર્શન ન થાય તો તે પણ એક કમનસીબ ગણાય.

જે "સંસારને પરવારી બેઠો હોય, જે સંન્યાસી, ત્યાગી હોય અને જે ભભૂત લગાવીને બેઠો હોય તેવા વૃદ્ધ પુરુષો જ ગીતા, ઉપનિષદ્, વેદાંત, પુરાણો વગેરે ધર્મગ્રંથો વાંચે તે યોગ્ય છે. બાકી હજુ જેની ઇંદ્રિયો સચેત છે, જેને સંસારનાં અનેક કામ કરવાનાં છે અને જેને ખાવાની પણ નવરાશ નથી, તેનાથી આ પુસ્તકો વાંચવાનો સમય ન કાઢી શકાય' મોટા ભાગની આ માન્યતા છે, અને એ માન્યતાને લીધે આવા અમૃતપાનથી વંચિત

રહી, સંસારના દાવાનળમાં પડીને અનેક ચિંતાઓની જ્વાળાઓ તેમને બાળ્યા કરે છે. લખલૂટ ધનદોલત પોતાના ભોગો માટે વાપરતા હોવા છતાં તેમને શાંતિ હોતી નથી. તેઓ આત્મવિશ્વાસ ખોઈને બેઠા હોય છે. એક પ્રકારે તો તેઓનો આત્મા હણાયેલો હોય છે. સંસારમાં ભટકતા, ભૂલેલા અને દાહથી બળતા માનવીને, ગીતા અને ઉપનિષદ અમૃતનું પાન કરાવી શાંત કરે છે, તેમના આત્માને જાગ્રત કરે છે. તેમના હૃદયમાં उत्तिष्ठत०નો નાદ ગજવે છે.

આ ઉપનિષદો વેદનો જ એક ભાગ છે. વેદરૂપી વૃક્ષનું ઉપનિષદો ઉત્તમ ફળ છે. વેદની સંકલના જોતાં તેમાંના વિચારો ધીરે ધીરે ખીલ્યા છે. જે વેદો અનેક દેવોને માનતા, પૂજતા અને તેમનો સત્કાર કરતા, તે જ વેદો ધીરે ધીરે દર્શન ભણી વળ્યા છે. અનેક દેવોમાં એક દેવ બિરાજતો તેમને નજરે પડ્યો. એક જ દેવનાં પૂજા સત્કાર કરવાથી અનેક દેવોનાં પૂજા સત્કાર થાય છે; એ રહસ્ય વેદોમાં ધીરે ધીરે પ્રગટ થયું છે. આ વેદોમાં સૌથી પ્રથમ ઋગ્વેદ ગણાય છે. તેમાં દ્યૌ (આકાશ) અને વરુણની પ્રથમ પૂજા શરુ થઇ. દ્યૌ માતા અને વરુણ પિતા ગણાતા. એમની જ કૃપાબળે લોકો ધનધાન્યથી સમૃદ્ધ થતા તેમ જ રોગ-ચિંતાથી મુક્ત થતા. એ આકાશના દેવો ગણાતા. એ પછી સૂર્યની ઉપાસના શરુ થઈ. એ સૂર્ય સર્વ પદાર્થોનો પોષક પાલક પિતા ગણાયો. એ જ સૂર્ય ગુણોના ભેદને લીધે સૂર્ય, સવિતા, મિત્ર, વિષ્ણુ વગેરે ભિન્ન ભિન્ન નામોથી ઓળખાયો. એ પછી વાયુ અને પર્જન્યના સ્તુતિ પાઠો

વેદમાં પ્રગટ થવા લાગ્યા. વાયુ એ મુખ્ય દેવ ગણાયો અને ઇંદ્ર તેમજ રુદ્ર પર્જન્યના મુખ્ય દેવ ગણાયા. ઇંદ્રની કૃપાથી જ પર્જન્ય વરસતો, રુદ્રની કૃપાથી જ પર્જન્ય ગાજતો. ઈંદ્રની કૃપા થાય તો પૃથ્વી લીલીછમ થઇ જાય; પણ તેની અવકૃપાની સાથે જ, પૃથ્વી પર જળપ્રલય થાય. એ પછી અગ્નિનો ઉપાસના કાળ આવ્યો. દેવો આકાશમાં વાસ કરતા, મનુષ્યો પૃથ્વી પર; એ બંનેના સંબંધને સાચવવાનો ભાર અગ્નિએ માથે ઉપાડી લીધો. અગ્નિ એ પુરોહિત ગણાયો. મનુષ્યો એના દ્વારા દેવોને સંતોષ આપતા અને દેવો એ જ દ્વારા મનુષ્યો પર કૃપા વરસાવતા. એ અગ્નિ ગૃહસ્થના ગૃહના અગ્નિહોમમાં બિરાજતો, અંતરિક્ષમાં વિજળીરૂપે વાસ કરતો અને આકાશમાં સૂર્યરૂપે પ્રકાશતો. એ રીતે અગ્નિએ ગૃહસ્થની મૈત્રી સાધી, વિજળી બની ઈંદ્ર અને રુદ્રનો મિત્ર બન્યો અને સૂર્યનો સાથીદાર થયો.

ઋગ્વેદમાં આ રીતે દેવોનાં વર્ણન આવે છે. તેમનાં કાર્યો, મહિમા અને ગુણોનું કીતન આવે છે. એમાંથી એક રહસ્ય તરી આવે છે; કે દરેક દેવ પોતાના ક્ષેત્રફળમાં શ્રેષ્ઠ હતો, એકનાં એક ઉત્તમ વિશેષણો દરેક દેવની સ્તુતિ કરતાં વાપરી શકાતાં, તે છતાં તે દેવોનો પરસ્પર વ્યવહાર મૈત્રીભાવે હતો. ઈંદ્ર, અગ્નિ કે વરુણ સાથે યજમાનગૃહે જતો અને પોતાનો યજ્ઞભાગ સ્વીકારતો, મિત્ર અને વરુણ બંને સાથે જણાતા. દેવો અને યજ્ઞ કરતા ઋષિમુનિઓનો સંબંધ પણ મિત્રતા ભરેલો રહેતો. ઋષિમુનિઓ દેવોની સ્તુતિ કરતા, તેમનાં કાર્યો વખાણતા અને સમય

આવે તેમની ફરજો અદા કરવાનું તેઓ દબાણ પણ કરતા. મુનિઓનાં સ્તુતિ વચનો નીડર અને ભયરહિત હતાં. તેમને દેવોનો ભય નહોતો, દેવોનો ત્રાસ પણ નહોતો. દેવો આ ઋષિમુનિઓનું રક્ષણ કરવા સંપૂર્ણ પ્રયત્ન કરતા, કારણકે આ દેવોનો મુખ્ય ખોરાક જ યજ્ઞની આહૂતિઓ હતી. તેઓ હવિભુજ ગણાતા. જો મનુષ્યો યજ્ઞ કરવાના બંધ કરે; તો દેવો પોતાનાં શક્તિ અને સામર્થ્ય ગુમાવી બેસતા અને તેથી જ તેઓ મનુષ્યને પ્રસન્ન કરવા પ્રયત્ન કરતા. જેવી રીતે દેવો યજમાનના ગૃહે પધારતા, તેવી રીતે મનુષ્યો પણ આ દેવો સાથે આનંદ માણવા આકાશગમન કરતા. આ રીતે મનુષ્યો દેવોની સાથે સમાનતા સાધતા, એકભાવ મેળવતા. દેવોમાં પણ પરસ્પર એકભાવ હતો સૂર્ય અને અગ્નિ બે જુદા જુદા દેવો ગણાતા પણ પછીથી સૂર્ય અગ્નિનું સ્વરૂપ ગણાવા લાગ્યો તેમ જ સૂર્ય આકાશનો દેવ હોવાથી દ્યૌ અને વરુણ સાથે પણ અગ્નિનો સંબંધ જોડાયો, તેવી જ રીતે અંતરિક્ષમાં વસતા ઈંદ્ર અને રુદ્ર સાથે અગ્નિનો એકભાવ સધાયો. આજ કારણને લીધે એકનાં એક વિશેષણો સવિતા, પ્રજાપતિ, વિશ્વકર્મા વગેરે અનેક દેવોની સાથે જોડી શકાતાં.

દર્શનની શરુઆત આ રીતે ખૂબ જ આદિમાં થએલી છે, અને ઋષિમુનિઓના બ્રહ્મોદ્ય (બ્રહ્મ સંબંધી વાર્તાલાપો) આદિકાળથી શરુ થએલા. વેદમાં આવા બ્રહ્મોદ્ય મળી આવે છે, દીર્ઘતમસ સૂક્ત ઋગ્વેદના પ્રથમ મંડળમાં ૧૬૪માં છે. તેમાં સૌથી પ્રથમ દર્શનની ઝાંખી થાય છે. એમાં

સૂર્યનો મહિમા[1] ગાયો છે. એનો આરંભ આ રીતે છેઃ—

'વિશ્વપતિ સૂર્યનાં હું દર્શન કરું છું, જે આદિકાળમાં ઉપકોશલ વિદ્યાના મંત્ર ભણી (વાદ્ય) હવન કરે છે, જેનો એક ભાઇ અગ્નિ અને નાનો ભાઈ ચમકતી વિદ્યુત છે અને જેને સાત પુત્રો છે' આ મંત્રમાં આકાશ, અંતરિક્ષ અને પૃથ્વી પર વસતા સૂર્ય, વિદ્યુત અને અગ્નિનો બંધુભાવ જણાવ્યો છે, અને સૂર્યનાં સાત કિરણોને પુત્રો તરીકે વર્ણવ્યા છે. બીજો મંત્ર આ રીતે છે[2]:— તે સૂર્યના રથને સાત (ઘોડા) જોડેલા છે, તે રથને એક જ ચક્ર છે. તે ઘોડો એક જ છે, પણ તેનાં સાત નામ છે, તે ચક્રને ત્રણ ધરીઓ છે, જે કદી નાશ પામતી નથી, કદી ઢીલી પડતી નથી તેમજ આ રથના આધારે ત્રણે ભુવનો રહેલાં છે.

આ મંત્રમાં સૂર્યના રથનું વર્ણન છે, રથને સાત ઘોડા છે એ લોકપ્રસિદ્ધ છે. મંત્ર ઉચ્ચારે છે કે એક જ ઘોડાનાં સાત નામ છે. એટલે કે સૂર્યનાં કિરણો એક પ્રકારનાં હોવા છતાં; જુદા જુદા રંગનાં હોવાથી, તેનાં સાત નામ

(૧) अस्य वामस्य पलितस्य होताः
तस्य भ्राता मध्यमः अस्ति अश्नाः
तृतीयः भ्राता घृतपृष्ठः अस्य
अत्र अपश्यम् विश्पतिं सप्तपुत्रम्

(२) सप्त युंजन्ति रथम् एकचक्रम्
एकः अश्वा वहति सप्तनामा
त्रिणाभि चक्रम् अजरम् अनर्वम्
यत्र इमा विश्वा भुवना अधि तस्थुः ॥

આપવામાં આવ્યાં છે. વિજ્ઞાન આ વસ્તુને પ્રમાણ સાથે સ્વીકારે છે. રથને એક ચક્ર છે. તે ચક્ર કાળનું રૂપક છે. સૂર્યના આધારે કાળની ગણના થાય છે, માટે કાળને ચક્ર તરીકે ગણ્યું છે અને તેની ત્રણ ધરીઓ એ ત્રણ કાળઃ—ભૂત, ભવિષ્ય અને વર્તમાન; જે ક્રમ સદાકાળથી ચાલ્યો આવ્યો છે અને ભવિષ્યમાં પણ ચાલ્યા કરશે. આ કાળને આધારે જ લોકવ્યવહાર ચાલ્યા કરે છે. બીજે ઠેકાણે પણ સૂર્યનું આ પ્રકારનું વર્ણન છે.[1] સૂક્ત સૂર્યનું વર્ણન કરતાં આગળ વધે છે, અને તે દ્વારા આત્મદર્શન માટે પ્રશ્ન પૂછે છે કે[2]:—તેને પ્રથમ પ્રગટ થતો કોણે જોયો, જેને હાડમાંસ વગેરે નહિ હોવા છતાં જે હાડમાંસવાળા (દેહ)ને ધારણ કરે છે. શ્વાસ અને લોહીનાં ભ્રમણ પૃથ્વીમાંથી શરુ થયાં છે, તેવો આત્મા કયાં વસે છે? આ વિજ્ઞાનને જે જાણે છે, તેને પૂછવા કોણ જશે?

આ મંત્રનો અર્થ જોઈએ તેટલો સ્પષ્ટ નથી. તેના અનેક અર્થો કરવામાં આવ્યા છે, પણ એટલું તો સ્પષ્ટ જણાવે છે કે અહીં આત્મવિષયક પ્રશ્ન પૂછાયો છે, જે શરીરને ધારણ કરે છે, જે વિશ્વ સાથે સંબંધ ધરાવે

(૧) જુઓ '૭ ખુંટીવાળું ચક્ર' મહાભારત સંબંધી વિચારો.
સ૦ સા૦ વ૦ કોપાસ્ય

(૨) कः ददर्श प्रथमं जायमानम् ?
अस्थंवंतं यत् अनस्था बिभर्ति
भूम्या असुः असृग् आत्मा क्स्वित् ?
कः विद्वांसं उपगात् प्रष्टुम् पतत् ?

છે, જે પ્રગટ સ્વરૂપે વિશ્વને ઉત્પન્ન કરી, તેને ધારણ કરે છે. અને તેને જ લગતો બીજો પ્રશ્ન આ પ્રકારે છેઃ[1] આ આત્મા સંબંધી હું કંઈ જાણતો નથી એટલે જે મુનિવરો આ જાણે છે તેમને પૂછું છું કે તે એક કોણ છે, જે અજ છે અને તે કોણ છે કે જેણે આ છ પ્રકારનાં વિશ્વની સ્થાપના કરી છે? આ મંત્ર જોતાં અને તેમાં રહેલો **अज** શબ્દ જોતાં આત્મસંબંધી જ પ્રશ્ન પૂછાયો છે; તે સ્પષ્ટ થાય છે, અને સૂર્ય એ આત્માનું સ્વરૂપ છે, જેને જાણવાની જિજ્ઞાસા રહ્યા કરે છે, સૂર્યનું આ રીતે વર્ણન ચાલતાં આગળના મંત્રમાં સૂર્યને પક્ષીની ઉપમા આપવામાં આવી છે. અને તેના રથના ચક્રનું વર્ણન કરીને વીસમા મંત્રમાં[2] સ્પષ્ટ જણાવ્યું છે કેઃ—બે પક્ષીઓ મિત્રભાવ ધારણ કરી એક વૃક્ષ પર બેઠેલાં છે. તેમાંનું એક વૃક્ષનાં સ્વાદિષ્ટ ફળ ચાખે છે જ્યારે બીજું ખાધા વિના સાક્ષીભાવે જોઈ રહે છે." આ મંત્ર કઠ, મુંડક અને શ્વતાશ્વતર ઉપનિષદમાં ઓછાવત્તા ફેરફાર સાથે આવે છે, પણ ભાવાર્થમાં ફેર નથી.

---

(१) अचिकित्वम् चिकित्सुः चिद् अत्र
कविं प्रचेमि विद्मनि न विद्वान्
वि यास तस्तंभ शल इमा रजांसि
अजस्य रूपे किम् अपि स्विद् पकम् ॥

(२) द्वा सुपर्णा सयुजाः सखाया
समानं वृक्षम् परिषष्वजाते
तयोः अन्यः पिप्पलादन् स्वादु पति
अनश्नन् अन्यः अभिचाकशीति ॥

આ મંત્રમાં અંતરાત્મા અને પરમાત્માનું વર્ણન છે. સૂર્યનો મહિમા ગવાતાં આ આત્મા અને પરમાત્માનો વિચાર સૂક્તમાં કયાંથી સ્ફૂર્યો એ એક આશ્ચર્ય છે, તેથી લાગે છે કે સૂર્ય એ આત્માનું પ્રતીક છે; એવું ભાન આ વેદકાળના ઋષિમુનિઓને પણ થયું હશે. અને તેથી જ ઉપસંહારમાં સૂક્ત ભાખે છે કે:—

[1]વિદ્વાનો તેને ઇંદ્ર, મિત્ર, વરુણ અને અગ્નિ તરીકે વર્ણવે છે. તેજ દિવ્ય પાંખવાળો આકાશગામી ગરુડ છે. જે એક છે તેને જ કવિઓ અનેક રીતે વર્ણવે છે અને જણાવે છે કે 'તેજ યમ છે, તેજ માતરિશ્વા છે' સૂક્તનો આ રીતે સુંદર ઉપસંહાર થાય છે, જેમાં સર્વ દેવોનો એકમાં સમાવેશ થાય છે, જયાં એકત્વની ભાવના જાગૃત થાય છે, અને જ્યાં એ સ્પષ્ટ રીતે જણાવ્યું છે કે તે એક છે પણ તેનાં અનેક પ્રકારે વર્ણનો થાય છે ઉપનિષદોને જે એક વાદ અભીષ્ટ છે, તેનો ધ્વનિ આ રીતે વેદનાં આદિ સૂક્તોમાં પ્રથમથી જાગ્રત થયો છે.

ઋગ્વેદના દશમ મંડળમાં દર્શન સંબંધી સૂકતો આવે છે, જેમાંનાં મુખ્ય ત્રણ:—નાસદીય સૂક્ત, હિરણ્યગર્ભ સૂક્ત અને પુરુષ સૂક્ત છે. તેમાં નાસદીય સૂક્ત ઉત્તમ છે.

---

(१) इन्द्रं मित्रं वरुणम् अग्निम् आहुः
अथो दिव्यः ससुपर्णः गरुत्मान्
एकं सत् विप्रा बहुधा वदन्ति
अग्निम् यमम् मातरिश्वानम् आहुः ॥

સૃષ્ટિનું અગમ્ય મૂળતત્ત્વ શું અને આ દશ્ય સંસાર કેવી રીતે પ્રગટ થયો, તે પ્રશ્નો વિષે આ સૂક્તમાં જે વિચારો બતાવ્યા છે, તેવા સ્વતંત્ર, ગંભીર અને તત્વજ્ઞાનનું માર્મિક રહસ્ય પ્રગટ કરનારા વિચારો કોઇ પણ ધર્મના મૂળગ્રંથોમાં જોવામાં આવતા નથી. તેજ સૂક્ત તૈતિરીય બ્રાહ્મણમાં લીધેલું છે અને તેને જ આધારે મહાભારતમાં ઇશ્વરની ઇચ્છા પ્રમાણે વિશ્વની રચના થઇ તેનું વર્ણન આપવામાં આવ્યું છે. મનુસ્મૃતિનો એક શ્લોક આ સૂક્તનું જ સંપૂર્ણ રહસ્ય બતાવે છે[૨] આ નાસદીપ સૂક્તના સાત મંત્રો છે અને તે સાતેય મંત્રો આપવા અહીં અસ્થાને છે. શ્રી. દેશભક્ત બાળગંગાધર ટિળકે પોતાના કર્મયોગ શાસ્ત્રમાં અધ્યાત્મ પ્રકરણમાં આ સૂક્ત સંપૂર્ણ અનુવાદ સહિત આપ્યું છે. શ્રી. ટિળક મહારાજ સૂક્તનો ટુંક ભાવાર્થ આપતાં જણાવે છે કે 'મૂળ આરંભમાં જ્યારે સૃષ્ટિના પદાર્થો ન હતા તે પહેલાં જે કાંઈ હતું તે સત્ હતું કે અસત, મૃત્યુ હતું કે અમર, આકાશ હતું કે પાણી, પ્રકાશ હતો કે અંધારું વગેરે અનેક પ્રશ્ન કરનારની સાથે વાદ ન કરતાં એકદમ આ સર્વની આગળ દોડી જઇને આ સૂક્તના ઋષિ એમ વિચાર કરે છે કે 'સત્ અને અસત, મર્ત્ય અને અમર, અંધકાર અને પ્રકાશ, આવરણ કરનાર અને લેનાર, સુખ આપનાર અને અનુભવનાર વગેરે જોડાં એકબીજાનો આધાર રાખે છે અને તે સૃષ્ટિ થયા પછીની ભાષા છે. માટે સૃષ્ટિ

(૨) आसीत् इदं तमोभूतम् अप्रज्ञातम् अलक्षणम् ।
अप्रतर्क्यम् अविज्ञेयम् प्रसुप्तम् इव सर्वतः ॥

પહેલાં તેવું કંઇ હોઇ શકે નહિ, એટલે જે કંઈ હતું તે આ સર્વ પદાર્થોથી વિલક્ષણ (ન્યારું) હતું. તે એકલું જ આરંભમાં ચારે તરફ પોતાની અપરંપાર શક્તિથી સ્ફુરતું હતું. તે અનિર્વાચ્ય એકના એક બ્રહ્મના મનમાં આપોઆપ સૃષ્ટિ પ્રગટ કરવાની ઇચ્છા થઇ અને વસ્ત્રમાંના દોરા પ્રમાણે, સૂર્યના પ્રકાશની પેઠે, તેની જ શાખાઓ લંબાતી ચારે દિશામાં નીચે ઉપર પથરાતી ચાલી અને વિસ્તારરૂપ આકાશ–પૃથ્વીની ભવ્ય ઇમારત રચાઇ.

આ સૂક્તના પૂર્વ અને પશ્ચિમ ભાષાઓમાં અનેક અનુવાદો થયા છે અને તે વાંચી તત્વજ્ઞાનીઓ મુગ્ધ બન્યા છે. જો કે આ સૂક્તના અસ્પષ્ટ વિચારો અને પૂર્વાપર સંબંધનો સંપૂર્ણ ખ્યાલ આવવો મુશ્કેલ છે, તે છતાં આજની વૃત્તિએ અંકાતા કાળની મર્યાદા પર રહેલા ઋષિમુનિઓની ક્રાન્ત દર્શનની તો સ્તુતિ જ કરી શકાય.

હિરણ્યગર્ભ સૂક્ત પણ તત્વનો વિચાર કરે છે. તેણે સૃષ્ટિ સંબંધી વિચાર નથી કર્યો પણ દેવ સંબંધી વિચાર કર્યો છે. આ ઋષિમુનિઓના મનમાં વિચાર જાગ્યો કે એવો કોણ સમર્થ સર્વ શક્તિમાન હશે, જે ઇંદ્ર, વરુણ વગેરે દેવોને પણ પોતાને આધીન રાખી શકે ? એવો કયો પ્રભાવશાળી દેવ છે, જે વિશ્વના અનેક તત્વો પર પોતાનું સામ્રાજ્ય વર્તાવે છે ? જ્યારે આ સૃષ્ટિ પ્રલયકાળના અગાધ જળમાં ડૂબીને વિનાશ પામી હતી; ત્યારે કોણે પ્રથમ સૃષ્ટિનો આરંભ કર્યો ? આકાશને પ્રકાશ શક્તિ, પૃથ્વીને સહન-શક્તિ, વાયુને વિશ્વવ્યાપિની શક્તિ વગેરેને આપનાર કયો

દેવ હશે? આ પ્રકારના પ્રશ્નો તે સૂક્તના નવ મંત્રોમાં પૂછાયેલા છે અને તે સર્વમાં મૂળ પ્રશ્ન એક જ છે કે '**कस्मै देवाय हविषा विधेम** ? એવો કયો એક દેવ છે, જેને અમે બલિ પૂજા વગેરેથી સત્કારીએ? આ પ્રશ્નનો જવાબ તે દશમ મંત્ર જેમાં જણાવ્યું છે કે હે પ્રજાપતિ! તમે જ સમ્રાટ છો અને તમારી સમાન લોકમાં કોઈ નથી. અમારી મનકામના પુરી કરો. અમે સર્વ સંપત્તિઓના અધિકારી બનીએ. આ રીતે સૂક્તની એક ભાવના રજુ થાય છે. ઇંદ્ર, વરુણ, યમ વગેરે દેવોના પૂજાસત્કારના પ્રપંચમાં નહિ પડતાં; એવા એક જ દેવનું પૂજન થાય, જે સર્વ દેવોને અને વિશ્વના તત્વોને પોતાના અધિકારમાં રાખી શકતો હોય, તે દેવની શોધમાં ઋષિમુનિઓએ પોતાની દીર્ઘદ્દષ્ટિ પ્રેરી અને તેમને એક તત્વ લાધ્યું.

આ બંને સૂક્તો કરતાં પુરુષ સુક્તની[1] રચના જુદા પ્રકારની છે. 'સૃષ્ટિના આરંભમાં એક વિરાટ પુરુષ પ્રગટ થયા, જેને હજાર મસ્તક, હજાર નેત્ર અને હજાર પગ હતા, તે પ્રગટ થઇ પૃથ્વીમાં સર્વત્ર ભરપૂર થયા અને તે પૃથ્વીથી દશ આંગળ ઉંચે ઉભા રહ્યા 'આ સૃષ્ટિ પર જે કંઇ થયું છે અને થવાનું છે તે સર્વ આ પુરુષ પોતે જ છે, અન્નથી જેનું પોષણ થાય છે, તે સર્વ પદાર્થો આ પુરુષ જ છે, જે સ્વયં અમર સ્વરૂપે છે.[2] એનો એક મહિમા એ છે કે કે તે સર્વથી મોટો છે, તેના એક ચોથા ભાગમાંથી જ

(૧) અહીં પુરુષ સૂક્તના થોડા મંત્રોના કેવળ અર્થ આપ્યા છે, તેનું મૂળ અષ્ટાધ્યાયી રુદ્રીના બીજા અધ્યાયમાં છે.

સર્વ પદાર્થો પ્રગટ થયા છે અને તેના ત્રણ અમર ભાગ તો સ્વર્ગમાં છે.[૩] તે પુરુષ પોતાના ત્રણ પગથી ઉંચે ગયો અને તેનો ચોથો પગ નીચે રહ્યો તે સર્વ દિશાઓમાં ફેલાયો અને તે જડ ચેતનમાં વ્યાપક બન્યો.[૪] તેમાંથી વિરાટની ઉત્પત્તિ થઈ અને તેજ વિરાટમાંથી ફરીથી પુરુષ પ્રગટ થયો, અને પ્રગટ થતાંની સાથે પૃથ્વીની આજુબાજુ નીચે ઉપર બધે તે ફેલાઈ ગયો.[૫] એ વિરાટપુરુષનું મુખ, બ્રાહ્મણ, બે હાથ ક્ષત્રિયો, બે સાથળ વૈશ્ય અને બે પગ તે શુદ્ર એમ ચાર વર્ણ પ્રગટ થઈ[૧૧] એના મનથી ચંદ્રમા, ચક્ષુથી સૂર્ય, કાનથી વાયુ અને પ્રાણ તેમજ મુખથી અગ્નિ પ્રગટ થયા.[૧૨] તેની નાભિથી અંતરિક્ષ, તેના મસ્તકથી આકાશ, પગથી ભૂમિ, અને કાનથી દિશાઓ એમ સર્વ લોકો પ્રગટ થયા[૧૩] દેવોએ યજ્ઞસ્વરુપ આ વિરાટનું પૂજન યજ્ઞદ્વારા કર્યું; તેજ યજ્ઞો ધર્મનાં સ્વરુપો ગણાયાં, પૂર્વે જે દેવો હતા, તેમણે આ વિરાટનો મહિમા જાણ્યો.[૧૬]

આ સૂક્તમાં જે વિરાટ પુરુષનું વર્ણન છે, તેજ વર્ણન ગીતાના વિશ્વરૂપ દર્શનમાં આવે છે. વિરાટ પુરુષ વિના આ જગતમાં બીજું કંઈ નથી; એ આ સૂક્ત સિદ્ધ કરે છે. સર્વ દેવો, મહાભૂતો, બ્રાહ્મણ આદિ વર્ણો વગેરે જે કંઇ સંસારમાં દૃષ્ટિગોચર થાય છે, તે સર્વનું આદિકારણ આ વિરાટ પુરુષ છે તે વિરાટ પુરુષ દેવોનો પણ દેવ છે અને ઇંદ્ર આદિ દેવો પણ તેની સ્તુતિ કરે છે. એનો મહિમા અજબ છે. આ સમસ્ત સંસાર એ વિરાટનું ફક્ત એક ચોથું અંગ જ છે. તેનાં ત્રણ અંગ તો દૃષ્ટિની સીમાથી પણ પર છે.

નાસદીય સૂક્ત સૃષ્ટિની ઉત્પત્તિનો વિચાર કરે છે અને હિરણ્યગર્ભ દેવોની શ્રેષ્ઠતાનો વિચાર કરે છે, જ્યારે આ સૂક્તમાં સૃષ્ટિની ઉત્પત્તિ તેમજ દેવોની શ્રેષ્ઠતા એ બંનેનો નિર્દેશ છે અને તેથી જ આ સૂક્ત પહેલાંના બંને સૂકતોનું અનુસંધાન છે. આ સૂકત ઋગ્વેદના દશમ મંડળમાં છે, યજુર્વેદના (૧૪૧) એકસોને એકતાલીસમા અધ્યાયમાં છે, તેજ સામવેદ અને અથર્વવેદમાં છે. આ સૂકત વેદમાં પાછળથી મુકવામાં આવ્યું હોય એમ કેટલાક પાશ્ચાત્ય વિદ્વાનોની માન્યતા છે, પણ પ્રસિદ્ધિની દૃષ્ટિએ આ સૂકત પ્રથમ સ્થાન ભોગવે છે.

ઉપર વર્ણવેલાં ચારે સૂક્તોને નજર સમક્ષ રાખતાં વેદના વિચારોનો વિકાસ ક્રમ ખ્યાલમાં આવશે. સૂર્ય સૂકત જોતાં દેવોની વિવિધતા હોવા છતાં, તે દેવો પરસ્પર એક જ છે, તેમનાં નામ રૂપ જ જુદાં જુદાં છે એ વિચાર રજુ થાય છે. નાસદીય સૂક્ત તો શુદ્ધ દર્શનનો જ વિચાર રજુ કરે છે. તે સર્વ સાપેક્ષ પદાર્થોથી પર જઈ એક પરમ તત્વને જ રજુ કરે છે, પણ તે પરમતત્વ કોણ છે, તે વિચાર નાસદીય સૂકત પોતે રજુ કરતું નથી. હિરણ્યગર્ભ સૂકત તે વિચાર રજુ કરે છે. તે જણાવે છે કે 'સૃષ્ટિના આરંભમાં હિરણ્યગર્ભ પ્રગટ થયા અને તે પછી સૃષ્ટિનો આરંભ થયો. એ હિરણ્યગર્ભ જ પ્રજાપતિ છે એટલે પ્રજાપતિની ઉત્પત્તિ સર્વ પ્રથમ માની છે, પણ તે પ્રજાપતિને એક જુદા દેવ માનવા, કે જે ઇંદ્ર, વરુણ વગેરેથી શ્રેષ્ઠ છે કે તેમને સર્વમાં એક સ્વરૂપે રહેલા માનવા, તે વિચારનો

સ્પષ્ટ ખ્યાલ આવતો નથી; એટલે તેનો ખ્યાલ પુરુષસૂક્ત રજુ કરે છે. તે વિરાટ્ પુરુષમાંથી સમગ્ર સૃષ્ટિ પ્રગટ થઈ. બ્રાહ્મણ વગેરે ચાર વર્ણો, ઇંદ્ર વગેરે દેવો, યજ્ઞ વગેરે ક્રિયાઓ અને વેદ આદિ શાસ્ત્રો તેજ વિરાટ પુરુષમાંથી પ્રગટ થયાં, અને તે સર્વને પ્રગટ કરી, આ વિરાટ પુરુષ તે સર્વની અંદર ઓતપ્રોત ભરપૂર રહ્યો, આજ ભાવ ઈશાવાસ્યોપનિષદમાં બતાવવામાં આવ્યો છે.

ઉપનિષદને સમજવા ઉપર કહેલાં વેદનાં સૂકતો જાણવાં આવશ્યક છે. ઉપનિષદ સ્વતંત્ર વિચાર પર રચાયાં નથી, પણ વિકાસક્રમને અનુસારે થએલા પુખ્ત વિચારોનું તે પરિણામ છે, વેદ અને ઉપનિષદોનો આ રીતે દાર્શનિક વિચારો સાથે સંબંધ છે, પરંતુ વેદ પછીનું અને ઉપનિષદ પહેલાંનું સાહિત્યઃ-બ્રાહ્મણ ગ્રંથો આ બંને વચ્ચેનો સંબંધ તોડી નાખે છે. વેદના મંત્રોની વ્યવસ્થા માટે આ ગ્રંથોની રચના છે. યજ્ઞયાગાદિ ક્રિયાઓ કરવી એ આ ગ્રંથોનો પ્રાણ છે. યજુર્વેદથી આરંભી બ્રાહ્મણગ્રંથો સુધીમાં એક જ વિચાર પ્રબળ બનતો ગયો છે અને તે એ કે 'યજ્ઞયાગાદિ ક્રિયાઓ કરી સ્વર્ગ આદિ ફળો મેળવવાં એ મનુષ્ય માત્રનું ધ્યેય છે.' યજ્ઞનો મહિમા ગાવા એમાં ગાથાઓ, આખ્યાનો અને પ્રવચનો યોજવામાં આવ્યાં છે. તત્વદર્શનના વિચારો રજુ કરતાં બ્રહ્મોદ્ય સૂકતો ગૌણ સ્થાને ગણાતાં. કોઇ દેવનો મહિમા ગાવા આ સૂકતોનો ઉપયોગ થતો અને આત્મા પોતે પણ એક દેવ ગણાતો, તેથી વિશેષ તેને સ્થાન નહોતું. યજ્ઞના પ્રભાવે અને સોમવલ્લીનું પાન કરી, ઇંદ્ર

વગેરે દેવો દાનવો અને અસુરો પર વિજય મેળવતા, યજ્ઞયાગાદિનું રક્ષણ કરતા અને મનુષ્યોની અભીષ્ટ કામનાઓ પુરી કરતા, આ રીતે બ્રાહ્મણ ગ્રંથોના પ્રચારથી કર્મકાંડનો સૂર વેદમાં પુંકાયો, અને દાર્શનિક વિચારોનો અંત આવતો જણાયો.

બ્રાહ્મણ ગ્રંથનાઆ વિચારોએ માનવ જીવન પર સખત છાપ પાડી, જેને દૂર કરી શકાય તેમ નહોતી એટલે વચલો માર્ગ કાઢવા ઋષિમુનિઓએ સાહિત્ય યોજ્યું. એ બ્રાહ્મણગ્રંથો પછીનું સાહિત્ય તે અરણ્યકઃ જે બ્રાહ્મણની જ એક પુરવણી છે, જેમાં પણ યજ્ઞયાગનો મહિમા અને ગાથાઓ યોજવામાં આવી છે. પણ તેમાં વિચારોની ઉદારતા સેવવામાં આવી છે, આ આરણ્યકો અરણ્યમાં રચાએલાં છે અને તે વાનપ્રસ્થમાં વાસ કરતા ઋષિમુનિઓની અનુકૂળતા સાધવાનાં સાધન બનેલાં છે. યજ્ઞયાગ કરવાને ધ્યાન અને તપની આવશ્યકતા યોજવામાં આવી છે. અશ્વમેધ જેવા યજ્ઞો થોડાં જ સાધનોમાં થઈ શકે, તે માર્ગ અહીં બતાવ્યો છે. બૃહદારણ્યક ઉપનિષદ આ આરણ્યકનો જ ભાગ છે, તેમાં યાજ્ઞવલ્કયને જનક પૂછે છે કે 'ધારો કે તમારે અગ્નિહોમ કરવો હોય, પણ તમારી પાસે ધન-ન હોય તો તમે શું કરશો ?

યાજ્ઞવલ્કય જણાવે છે કે 'વૃક્ષનાં ફળથી અથવા નાના નાના છોડવાથી તે ક્રિયા પુરી કરવી.'

'ભાગ્યવશાત તે પણ ન મળે તો ?'

'તો' જળથી'

'અને ધારો કે જળ પણ ન હોય તો?'

'તો શ્રદ્ધાથી ધ્યાનથી'

યજ્ઞયાગની ક્રિયામાંથી આ રીતે શ્રદ્ધા અને ધ્યાન પ્રગટ થાય છે, તે શ્રદ્ધામાંથી અને આ રીતે સ્થૂળતામાંથી સૂક્ષ્મ તરફ જવાનો માર્ગ અહીં રજુ થાય છે. અને તે રીતે જ્ઞાનની આવશ્યક્તા જણાવી; જે જ્ઞાન દર્શનના વિકાસનું આદ્ય પગથિયું છે.

વેદ, બ્રાહ્મણ અને આરણ્યક પછીનું સાહિત્ય તે ઉપનિષદો. આ ઉપનિષદોમાં પહેલાંના સાહિત્યની સંપૂર્ણ છાપ છે. વેદકાળના દેવો તેમાં પણ સંપૂર્ણ ભાગ ભજવે છે. ઇશ તો વેદનો જ ભાગ છે. કે ન ઉપનિષદમાં ઇંદ્ર, અગ્નિ અને વરુણનું આખ્યાન યોજ્યું છે, કઠમાં યમ પ્રધાનપદ ભોગવે છે, અને પ્રથમ અધ્યાયમાં અગ્નિનું વર્ણન આવે છે. મુંડકમાં કર્મ અને અગ્નિહોત્રનું પ્રતિપાદન કર્યું છે. તૈતિરીયમાં વરુણનો સંવાદ તેમજ છાંદોગ્ય અને બૃહદારણ્યકમાં અનેક ગાથાઓ વેદના સાહિત્ય પર જ રચાએલી છે. સારાંશમાં જેણે વેદ, બ્રાહ્મણ અને આરણ્યકનાં સાહિત્ય જાણ્યાં નથી, તે ઉપનિષદોના તત્વને સમજી શકે તેમ નથી.

ઉપર કહેલાં ચારે સાહિત્યનું એક જ નામ છે, શ્રુતિ; જે સાહિત્ય કોઈ એક લેખકે ગુંથ્યું નથી, પણ અનેક ઋષિમુનિઓને જે સત્યનાં દર્શન થયાં; જે સનાતન સત્યોનો નાદ તેમના હૃદયમાં સ્ફૂર્યો, તે સત્યો ઉતારવાનો તેમણે આ સાહિત્યો દ્વારા પ્રયત્ન યોજ્યો છે, એટલે કેટલાંક વર્ણનો અધૂરાં પણ લાગે, સંબંધ વિનાના સંવાદો પણ આવે અને ઘણે ઠેકાણે પુરવણીની જરૂર પણ પડે, તેથી તેમાં ઉણપ છે

એમ કહી શકાય નહિ. આ વર્ણનો અને સંવાદો અધૂરા હોય છે, તેનું એક મુખ્ય કારણ એ છે કે 'વેદોની રક્ષા ગુરુ શિષ્યની પરંપરાથી આજ સુધી થતી આવે છે, તે વખતે મુદ્રણ નહોતાં તેમ જ લેખનકાર્ય પણ જવલ્લે થતું, ગુરુ મૂળ મંત્રો શિષ્યોને યાદ કરાવતા અને તેનું વિવેચન પોતે સ્વતંત્ર કરતા, તે જ શિષ્યો જ્યારે ગુરુ બનતા ત્યારે પોતાના જ્ઞાન પ્રમાણે તે મંત્રોનું વિવેચન કરતા; એટલે વેદમાં કેવળ પદ્યભાગનું રક્ષણ થયું છે, ગદ્યભાગનું નહિ. આ ગુરુ શિષ્યની પરંપરા છેક મહાભારતના કાળ સુધી ચાલુ રહી છે. જે સાહિત્ય શ્રુતિ ગણાય છે, તેનું જ બીજું નામ વેદ, જે વેદમાં ઉપર કહેલા સંહિતાના મંત્રો, બ્રાહ્મણગ્રંથો, આરણ્યકો અને ઉપનિષદોનો સમાવેશ થાય છે. ઉપર જે વેદને જુદું સાહિત્ય ગણ્યું છે, તે એક સમજણ પુરતું છે, એટલે સંહિતા, બ્રાહ્મણ, આરણ્યક અને ઉપનિષદો એ ચારેય જ્યારે એક થાય, ત્યારે જ તેને વેદ નામ આપી શકાય, અને તેને જ શ્રુતિ પણ કહી શકાય.

આ વેદની રચના માટે બે મત છે: એક પ્રાચીન મત માને છે કે વેદની રચના કોઇ માનવીથી થઇ નથી, કોઈ એક માનવી અથવા માનવોનો સમુદાય તેને રચવાને શક્તિમાન છે નહિ. કુદરતના અવાજની જેમ, તે સત્યોનાં દર્શન થયાં, તે ઋષિમુનિઓએ ઝીલી લીધાં અને તેમણે તે સર્વનો સંગ્રહ કર્યો, સંહિતાઓ આ રીતે રચાઇ. તે વિષે જે અનેક વાર્તાલાપો યોજાયા અને ચર્ચાઓ થઇ તેનો પણ સંગ્રહ થયો, એટલે તે સર્વને કાળની સાથે સંબંધ નથી.

સૃષ્ટિના આરંભમાં જ્યારે માનવોની ઉત્પત્તિ થઈ; ત્યારે તેમનું રક્ષણ કરવા બ્રહ્માએ તેમને વેદો આપ્યા અને જણાવ્યું કે "આ વેદોનું રક્ષણ કરજો, તેથી તમારો ઉદ્ધાર થશે." ત્યારથી આ વેદો જેવા ને તેવા આ સંસારમાં વાસ કરે છે. અને તેથી તે અપૌરુષેયઃપુરુષે જેની રચના કરી નથી તેવા ગણાય છે. વેદના મંત્રો સાથે જે જુદા જુદા ઋષિઓનાં નામ આપવામાં આવે છે, તેમને દ્રષ્ટા જોનારા કહેવામાં આવે છે. તે તે મંત્રોના કર્તા નહિ.

ઇતિહાસના જાણકારને આ મત રુચે નહિ, તેણે તો કાળની મર્યાદા દોરવી રહિ. અને તેથી વેદનો કાળ જાણવા અનેક પ્રયત્નો થયા છે. સાયણાચાર્ય જેવા પ્રાચીન ભાષ્યકારે પણ વેદનો કાળ જાણવા પ્રયત્ન કર્યો છે. પ્રાચીન નૈયાયિકોએ તેને પુરુષની રચના જણાવી છે અને બુદ્ધના અનુયાયીઓ, વેદોને અપૂર્વ માનતા હોવા છતાં ઋષિમુનિઓના હસ્તક્ષેપને તેઓ વખોડે છે, તે સમયે ઇતિહાસ જાણવાની ભૂખ ઓછી હશે. લોકો તત્વ જાણવા જ મથતા હોવા જોઇએ. અને જો નવનીત મળતું હોય તો દધિમંથન ન કરવું તેવો તેમનો ભાવ હશે, પણ આજે તેમ નથી. ઇતિહાસની કસોટી પર ચઢાવ્યા સિવાય કોઈ હકિકતને સત્ય માની શકાય નહિ.

આજના ઇતિહાસ જાણનારાઓએ એક પદ્ધતિ અખત્યાર કરી છે. પ્રાચીન સાહિત્ય જાણવાને તેમણે એક ચાવી અજમાવી છે. જયાં સુધીનો ઈતિહાસ આપણી સંપૂર્ણ જાણમાં હોય; ત્યાંથી કાળની ભૂમિકા બનાવવી. મળી આવતાં અનેક

પ્રમાણો અજમાવી તર્કની કસોટીએ પ્રાચીનકાળ સિદ્ધ કરવો. વેદના સાહિત્યને જાણવા આ પદ્ધતિનો ઉપયોગ થયો છે.

મહાત્મા ગૌતમબુદ્ધનો જન્મ ઈ. સ. પૂર્વે ૬૨૩માં થયો, એમ ઇતિહાસકારો ભાખે છે, ગૌતમબુદ્ધના જન્મ પહેલાં સાંખ્ય, ન્યાય, મીમાંસા વગેરે છ દર્શન લોકમાં જાણીતાં હતાં, એ ગૌતમબુદ્ધના કાળને વાંચતાં ખ્યાલ આવે છે, બુદ્ધનું દર્શન અનેક રીતે સાંખ્યદર્શનને અનુસરે છે અને તેના જ વિચારોને રજુ કરે છે. આ છ દર્શનો આજે પણ છે અને તેની ગણના વિશ્વવ્યાપી સાહિત્યમાં છે. તે દર્શનોનો મુખ્ય પાયો વેદ છે. વેદના જ વિચારોનો તેમાં અનેક રીતે વિકાસ થયો છે. એટલે વેદ બુદ્ધથી ઘણા જ પ્રાચીન હોય તે માની શકાય છે,

વ્યાકરણાચાર્ય પાણિની ઇ. સ. પૂર્વે ૮ મા સૈકામાં થયા એમ ડૉ. રા૦ ગો૦ ભાંડારકર કહે છે. રામાયણની રચના પાણિની પહેલાં ઈ. સ. પૂ. ૧૨૦૦ થી ૧૦૦૦માં થઈ, એમ ઇતિહાસના અભ્યાસીઓનું કહેવું છે. અને તેઓ જણાવે છે કે મહાભારત, રામાયણ પહેલાં ઈ. સ. પૂ. ૧૫૦૦ થી ૧૨૦૦ માં રચાયું. ઉપનિષદોની ભાષા, વ્યાકરણ અને છંદરચના જણાવે છે; કે પાણિનીનું વ્યાકરણ, રામાયણ અને મહાભારતની પહેલાંનાં તે રચાયાં હોય. શ્રી. ચિંતામણિ વૈદ્ય જણાવે છે કે ઈ. સ. પૂ. ૩૧૦૨ માં કૃષ્ણ પાંડવનું યુદ્ધ ખેલાયું, ત્યારે કૃષ્ણની વય ૮૩ વર્ષની હતી, અને ભીષ્મપિતામહની વય ૧૩૫ વર્ષની હતી, જે બંને વેદના પ્રખર અભ્યાસીઓ હતા અને એતો

સર્વમાન્ય છે કે ગીતા એ ઉપનિષદોનું જ દોહન છે, એટલે ઉપનિષદો ઇ. સ. પૂર્વે ૪૦૦૦ પહેલાંનાં સિદ્ધ થાય છે.

પાશ્ચાત્ય વિદ્વાનોએ કાળની ગણનાનો અભ્યાસ કરી, ઋગ્વેદનો કાળ ઈ. સ. પૂર્વે ૨૦૦૦ થી ૧૫૦૦ સુધીનો માન્યો છે અને તેમણે કાળનો વિભાગ કરી, ઉપનિષદકાળને આશરે ઇ. સ. પૂર્વે ૧૦૦૦ વર્ષનો માન્યો છે, તે કાળ સાથે પાશ્ચાત્ય વિદ્વાન જેકોબી અને શ્રી. ટિળક સહમત થતા નથી. આ બંને વિદ્વાનોએ એકબીજાના વિચારોને જાણ્યા વિના એક જ સમયે વેદનો કાળ પ્રસિદ્ધ કર્યો છે. જેકોબીએ વેદનો કાળ ઈ. સ. પૂર્વે ૨૬૦૦ વર્ષ પહેલાંનાં માન્યો છે અને શ્રી૦ ટિળક તેને ખેંચી જઈ ઈ. સ. પૂર્વે ૪૫૦૦ વર્ષથી પૂર્વે વેદની મર્યાદા આંકે છે.

શ્રી; શંકર બાલકૃષ્ણ દીક્ષિતે "ભારતીય જ્યોતિઃ-શાસ્રનો ઇતિહાસ" લખી તેમાં જણાવ્યું છે કે "મંત્રી ઉપ નિષદ ઇ. સ. પૂર્વે ૧૮૮૦ થી ૧૬૮૦ દરમિઆન ગમે તે કાળે થયું હશે એમ ગણિતથી સાબિત થાય છે.' આ ઉપનિષદની રચના મુખ્ય ઉપનિષદો પછીની થએલી છે, કારણકે તે ઉપનિષદમાં લીધેલા ઉતારાઓ છાંદોગ્ય વગેરે ઉપનિષદોમાં મળી આવે છે. એટલે તે ઉપનિષદોનો કાળ આના કરતાં વધારે પ્રાચીન છે તે કહેવાની જરુર રહેતી નથી.

શ્રી. દેશભક્ત ટિળકે આ વિષયનો સંપૂર્ણ અભ્યાસ કરી, જણાવ્યું છે કે 'ઋગ્વેદ ઈ. સ. પૂર્વે ૪૫૦૦, બ્રાહ્મણ ગ્રંથો ઈ. સ. પૂર્વે ૨૫૦૦ અને ઉપનિષદો ઈ. સ. પૂર્વે ૧૬૦૦ વર્ષનાં પ્રાચીન હોય તેમ લાગે છે.

ઇ. સ. ૧૯૨૮માં ઓક્ષફર્ડ યુનીવર્સિટીમાં પૌર્વાત્ય વિદ્વાન પરિષદ મળી હતી, તેમાં ડૉ. વિશ્વનાથ પ્રભુરામ વૈદ્યે જણાવ્યું હતું કે 'ઈશાવાસ્યોપનિષદની રચના ઈ. સ. પૂર્વે ૪૦૦૦ થી પણ પૂર્વેની છે. આ ઉપનિષદ સંહિતાનો ભાગ છે. એટલે તે સર્વ ઉપનિષદોથી પ્રાચીન છે. આ ઉપનિષદ યજુર્વેદ સંહિતાનું છે. અને તેથી સિદ્ધ થાય છે કે બીજાં ઉપનિષદો શ્રી કૃષ્ણની પૂર્વે હોવાથી તેમનો કાળ ઇ. સ. પૂર્વે ૪૫૦૦ થી ૩૨૦૦ સુધીનો ઠરે છે.

બીજા કોઇ પણ દેશના સાહિત્યના કાળની ગણનામાં આવો મોટો મતભેદ પડયો નથી. તર્કવિતર્ક અને અનુમાનો પર દરેકનો પાયો હોવાથી, કોનો મત સંપુર્ણ સત્ય છે, તે પણ કહી શકાતું નથી; એટલે જ્યાં તર્કવિતર્ક ન જઈ શકે ત્યાં શ્રદ્ધા અને આત્મવિશ્વાસ મુકે જ છૂટકો રહ્યો અને તેથી તેની રચના, કાળની મર્યાદાથી આંકી શકાતી નથી એટલું સહેજ સમજી શકાય છે.

જ્યારે અન્ય દેશો અને ખંડો પ્રાથમિક અવસ્થામાં હતા, સંસ્કૃતિ અને સમાજ રચનાનું જ્યારે કોઈ ઠેકાણે નામ નિશાન પણ નહોતું. અને જ્યારે ન્યાય, નીતિ અને નિયમોની મર્યાદાઓ નહિ હોવાથી, માનવ જીવન પશુ જીવન જીવતું હતું, ત્યારે આર્યાવર્તમાં વેદનું સાહિત્ય પ્રગટ થયું, વિકસ્યું અને તેની અનેક શાખાઓ થઇ, એ વાતનું ગૌરવ હરકોઈ પૂર્વ કે પશ્ચિમનો વિદ્વાન લે છે. સાહિત્યની સાથે દેશનો કે ધર્મનો ગાઢ સંબંધ નથી, એટલે એ ગૌરવ જગતભરના વિદ્વાનો સમ ભાગે વહેંચી લે છે, એમાં કંઇ વિસ્મય જેવું પણ નથી.

ઉપર જે સમયની ચર્ચા થઈ, તે ઉપનિષદ પુરતી છે અને તેવાં પ્રાચીન ઉપનિષદો બહુ જ થોડાં છે. તેમાં પણ મુખ્ય અગિઆર[૧] ઉપનિષદ છે. તેમાં રહેલ વિષયો અને તત્ત્વજ્ઞાનની ચર્ચા કરવા અહીં વિચાર હતો, પરંતુ સંજોગોને અનુસરી તે કામ હાલ મુલતવી રાખી, ભવિષ્ય-કાળને સોંપ્યું છે.

આ અગિઆર ઉપનિષદ પૈકીનું એક કઠ ઉપનિષદ છે, તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ તે સંપૂર્ણ ઉપયોગી છે, પણ સંવા-દની દૃષ્ટિએ તેનો પ્રથમ ખંડ જ ભવ્ય હોવાથી; છેલ્લો ભાગ છોડી આખો સંવાદ અહીં રજુ કર્યો છે.

નચિકેતાના આખ્યાન દ્વારા સમસ્ત જગતને મૃત્યુનો સંદેશ પહોચાડવાનો તેમાં પ્રયત્ન થયો છે. યમરાજ તર-ફથી નચિકેતાને જે ત્રણ વરદાન મળે છે, તે પણ એક સુંદર રહસ્ય રજુ કરે છે. નચિકેતા પ્રથમ વરદાન માગી, પિતાનો સંતોષ મેળવે છે, નચિકેતા તે રીતે આ લોકની શાંતિ મેળવી લે છે. જે લોકમાં આપણો વાસ છે, તે લોકથી જો આપણને શાંતિ ન મળે, તો સર્વ પુરુષાર્થો નકામા જાય. આ લોકની શાંતિ વિના, પરલોકના પ્રયત્નો પણ નિષ્ફળ જાય અને તેથી જ નચિકેતા પ્રથમ વરદાન માગી, આ લોકની શાંતિ મેળવે છે. શ્રુતિ પણ આજ્ઞા આપે છે કે **मातृमान्, पितृमान्, आचार्यवान् पुरुषः वेद** માતા, પિતા અને આચાર્યની સંમતિ મેળવીએ, તો જ જ્ઞાનનો માર્ગ સરળ બને છે.

(૧) ઈશ. કેન, કઠ, પ્રશ્ન, મુંડક, માંડુક્ય, તૈત્તિરીય, ઐતરેય, છાંદોગ્ય, બૃહદારણ્યક અને શ્વેતાશ્વતર.

નચિકેતા બીજા વરદાન દ્વારા પરલોકનું જ્ઞાન મેળવે છે. વેદની એક માન્યતા અહીં રજુ થાય છે. વેદ સ્વર્ગને જ સર્વથી શ્રેષ્ઠ લોક અને પરમ પુરુષાર્થ માને છે. યજ્ઞો કરવાથી એક અદૃષ્ટ ફળ પ્રગટ થાય છે અને તેવાં અનેક અદૃષ્ટો ભેગાં થાય; એટલે મનુષ્ય સ્વર્ગ લોકમાં જાય છે, જે સ્વર્ગ જરા અને મરણથી રહિત છે. આ સ્વર્ગ અને યજ્ઞો બંનેનો સંબંધ જોડનાર અગ્નિ છે, માટે તે અગ્નિ પણ સ્વર્ગનો ગણાય છે, આ અગ્નિની ઉપાસના કરવી તે જ રાજ-કર્મ છે. વેદની આ માન્યતા કઠ ઉપનિષદ રજુ કરે છે, પરંતુ તે માન્યતાને આ ઉપનિષદ વિશાળ બનાવે છે. જે અગ્નિ સ્વર્ગનો છે, તે જ અગ્નિ વિદ્વાનોના હૃદયરૂપી ગુફામાં રહેલો છે. હૃદય ગુફામાં વાસ કરનાર અગ્નિ તે કોણ, એ એક પ્રશ્ન થાય છે, પણ તેનો ઉત્તર તરત જ મળી આવે છે કે; જે અંતરાત્મા, અંતરજ્યોતિ હૃદયમાં વાસ કરે છે તેને જ અગ્નિ કહેવામાં આવ્યો છે. તે અગ્નિ પરમાત્માનું પ્રતીક છે, તેની ઉપાસના કરવાથી અભયપદ મળે છે, જે સ્વર્ગ કરતાં પણ શ્રેષ્ઠ છે. આ રીતે નચિકેતાનું બીજું વરદાન, તે ત્રીજા વરદાનની પુરવણી જ છે, જેમાં સાક્ષાત આત્મજ્ઞાન માટે પૂછવામાં આવ્યું છે. પુણ્ય લોક તો પુણ્ય ઓછાં થવાથી નાશ પણ પામે, જ્યારે આ અભય ધામમાં નાશ જેવું કંઇ છે જ નહિ.

નચિકેતા પહેલું અને બીજું વરદાન મેળવી, આ લોક અને પરલોકનું ભાથું ભરી લે છે. મનુષ્યની ક્રમે ક્રમે જો ઉન્નતિ થઇ હોય, તો તેનું પતન થતું નથી, જેની ઉન્નતિ

અકસ્માત થએલી છે, તેનું અકસ્માત પતન પણ સંભવે છે. આત્મજ્ઞાન થવું એ મનુષ્યની સર્વથી શ્રેષ્ઠ ઉન્નતિ છે, તે ઉન્નતિના શિખર પર ચઢનારા વિરલ હોય છે, તેનાં દર્શન પણ વિરલને જ થાય છે. આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે જ નચિકેતાએ ત્રીજું વરદાન માગ્યું છે. નચિકેતા તે જ્ઞાનનો અધિકારી છે કે નહિ, તેની યમરાજ પરીક્ષા કરે છે. બહારના વિષયોમાં લોલુપ રહેનારને આત્મજ્ઞાન થતું નથી, પરલોકની જેને લાલચ છે, તેને પણ આત્મજ્ઞાન દુર્લભ છે. જેના હૃદયમાં શ્રદ્ધા અને વિશ્વાસને સ્થાન નથી, જે તર્ક વિતર્કથી પોતાની બુદ્ધિને સંશયમાં મુકી દે છે અને જે વિચારનો સંપૂર્ણ પ્રમાદી છે, મૂઢ છે, તેને કદિ પણ આત્મજ્ઞાન થતું નથી, તે ઉપરાંત નીતિ ધર્મના નિયમોને અનુસરી, જેનું જીવન સ્વચ્છ જળના જેવું નિર્મળ છે, જેનામાં નૈતિક હિંમત રહેલી છે, અને જેના ચિત્તના વિચારો શાંત થએલા છે, તે જ આત્મજ્ઞાનનો અધિકારી છે, આત્મજ્ઞાન મેળવવા શિષ્યની કોટિમાં જેને પ્રવેશ કરવો છે, તેનામાં ઉપરનો અધિકાર હોવો જોઇએ. નચિકેતા જેવો, સર્વ અધિકાર સ્વાધીન કરનાર શિષ્ય મેળવી, યમરાજ પ્રસન્ન થાય છે, યમરાજ નચિકેતાના ગુરુ બને છે, જેની યોગ્યતા પણ સામાન્ય નથી. ગુરુ તે બની શકે, જેણે ઉપર કહેલા સર્વ નિયમો પર સામ્રાજ્ય મેળવ્યું હોય, ઉપરાંત જેનાં હૃદય ચક્ષુ ખુલી ગયાં હોય અને જેને સૂક્ષ્મમાં સૂક્ષ્મ તત્ત્વ પણ દૃષ્ટિગોચર થતું હોય, સામાન્ય જન આ ગુરુપદને લાયક નથી. સામાન્ય જન આત્મજ્ઞાનનો ઉપદેશ પણ આપી શકે નહિ. યમરાજ

જેવો ગુરુ અને નચિકેતા જેવો શિષ્ય આ સંવાદ રજુ કરે છે અને જગત સમક્ષ ગુરુ શિષ્યના આદર્શો ખડા કરે છે. આજે તો આત્મજ્ઞાનના જિજ્ઞાસુઓ જણાવે છે કે 'અમને યોગ્ય ગુરુ નથી મળતા' અને ગુરુઓ જણાવે કે 'અમને યોગ્ય શિષ્ય નથી મળતા', અને તે છતાંય ગુરુ શિષ્યોની પરંપરા એટલી બધી વધી ગઈ છે; કે જગત તે સર્વનાં દર્શન કરી, ધરાઈ ગયું છે.

એ રીતે આ સંવાદ અનેક ઉપયોગી વિગતો રજુ કરે છે, કેવળ જ્ઞાનની શુષ્ક વાર્તાઓ કરતાં જીવનનું પરમ રહસ્ય જણાવવું; એ જ આ સંવાદનું મુખ્ય ધ્યેય છે. સાહિત્યની દૃષ્ટિએ, આ સંવાદ એક કાવ્ય છે, જેમાં પ્રાસાદિક વાણી અને ભાવની ગંભીરતા જોવામાં આવે છે. એક ચતુર કુમાર તરીકે નચિકેતા આપણી સમક્ષ રજુ થાય છે. તેને પિતાની ભૂલ દેખાય છે અને પોતાના પિતાને ઉગારી લેવા તે સ્વાર્પણ કરે છે; તે રહસ્ય "મૃત્યુની અમર વાણી" અને "યમરાજનો અતિથિ" એ બંનેમાં આગળ રજુ કર્યું છે.



# મૃત્યુની અમર વાણી.

ધર્મરાજ અને યમરાજ બે જુદી વ્યક્તિ નથી, એમ ગરુડપુરાણ જણાવે છે. પુણ્યાત્માઓની પુણ્યદૃષ્ટિએ તે વિનયશીલ, ન્યાયપ્રિય અને સાત્ત્વિક વ્યક્તિ હોય છે, પરંતુ પાપાત્માઓની પાપની દૃષ્ટિએ, તે ભયંકર કઠોર અને તામસ વ્યક્તિ હોય છે; એમ તે પુરાણ જણાવે છે. યમરાજ એટલે પ્રાણને હરનાર અને પ્રાણ તો સૌ કોઈને વ્હાલા છે, એને જે ઝૂંટવી લે, તેનાથી ભયંકર બીજું કોણ હોઈ શકે? એ માન્યતા સાધારણ સર્વ જનની છે. વૈદિક કાળના યમરાજની ભાવના આથી નિરાળી છે. લોકો યમરાજને ભેટવા આતુર રહેતા, મૃત્યુને પ્રસન્ન થઈ સ્વીકારતા, આ લોકથી છૂટી પરલોક મળે એ જ તેમની ભાવના હતી. તેમની કલ્પનામાં પરલોક ઉત્તમ મનોહર પદ ગણાતું. 'દેવો અને પિતૃઓ સાથે વિહાર કરીશું.' એ તેમની ભાવના હતી, ત્યાં પછી મૃત્યુની ભીતિ જેવું હોય જ કયાંથી? એટલે વેદકાળમાં મૃત્યુ માટે ભય રાખવાનું કોઈ પ્રયોજન નહોતું. ધીરે ધીરે આ માન્યતા પર પડદો પડવા લાગ્યો. લોકોને પરલોક માટે શ્રદ્ધા ઓછી થતી લાગી; તેના વિષયોની સત્યતા માટે તર્કો થવા લાગ્યા. આ લોકો પર અભિરુચિ પ્રગટ થઇ. સુખ શોધવા પરલોક ઇચ્છતા, તેને બદલે આ લોકમાં જ સુખ મળે, તેવી ભાવના લોકોએ સેવવા માંડી, અને એ ભાવના ફળીભૂત થતી લાગી. આ લોકમાં જ સુખ, શાંતિ વગેરે મળવા લાગ્યાં, ત્યારથી લોકો મૃત્યુને

અનિષ્ટ ગણવા લાગ્યા, મૃત્યુનો ભય લોકોના હ્રદયમા પેસી ગયો. પ્રાણિમાત્રને મોટામાં મોટો ભય મૃત્યુનો છે, એમ ગણાવા લાગ્યું. જગતભરમાં આજે એ જ માન્યતા ઘર કરીને બેઠી છે. શૂરવીરો અને દેશભક્તો ભલે મૃત્યુને શરણે જતા હોય, પણ તેઓ મૃત્યુને ઈચ્છતા તો નથી જ, તેમાંથી છૂટવા તે બનતું કરે છે. અને મૃત્યુ એ તો છેવટનો ઉપાય રહે છે.

કઠ ઉપનિષદ એ એક સર્વોત્તમ સંવાદ છે. તેમાં બે પાત્રો છે: નચિકેતા અને યમરાજ. પિતાની આજ્ઞા પાળવા નચિકેતા યમરાજને દ્વાર જવા તૈયાર થાય છે, ત્યારે પિતા તેને રોકે છે. પોતાનો પુત્ર મૃત્યુને ભેટે એ કયો પિતા ઇચ્છે ? એ પ્રસંગ પરથી લાગે છે કે નચિકેતાના પિતા મૃત્યુથી ડરે છે, મૃત્યુને તે અનિષ્ટ તત્વ ગણુતા લાગે છે.

નચિકેતાનો આ જ પ્રસંગ યજુર્વેદના તૈત્તિરીય બ્રાહ્મણમાં મળી આવે છે, ત્યાં પણ નચિકેતાના પિતા નચિકેતાથી ચિઢાઈ, તેને યમરાજને દ્વાર જવાની આજ્ઞા આપે છે. નચિકેતા જવાને તૈયાર થાય છે, તેને તેના પિતા રોકતા હોય, તેવું કંઇ તેમાં મળી આવતું નથી, એટલે તે સમયે મૃત્યુ અનિષ્ટ તત્વ નહિ ગણાતું હોય; તો પણ વૈદિક કાળની જેમ, લોકો મૃત્યુને ભેટવા તો ઇચ્છતા નથી જ એટલો ફેર જરુર તરી આવે છે.

કઠ ઉપનિષદ વાંચતાં એક નવી જ ભાવના આપણી દૃષ્ટિ સમક્ષ ખડી થાય છે. યમરાજ નચિકેતા પર પ્રસન્ન થાય છે, તેને ત્રણ વરદાન આપે છે. અખૂટ ઐશ્વર્ય અને

ચિરંજીવપણું આપવાની શક્તિ યમરાજ પાસે છે, જેણે યમરાજની કૃપા મેળવી છે, તે દરિદ્ર રહી શકે નહિ, તે અલ્પાયુષ થઈ શકે નહિ, નચિકેતાના મુખમાં એ શબ્દો મુકવામાં આવ્યા છે.

लप्स्यामहे वित्तम् अद्राक्ष्म चेत्वा
जीविष्यामः यावत् ईशिष्यसि त्वम् ॥

આગળ ચાલતાં યમરાજ પોતે વર્ણન કરે છે કેઃ—

न सांपरायः प्रतिभाति बालम्
प्रमाद्यन्तं वित्तमोहेन मूढम्
अयं लोकः नास्ति परः इति मानी
पुनः पुनर् वशम् आपद्यते मे ॥

તે મૃત્યુને વશ થાય છે, જે મૂઢ છે, જે વિચારનો આળસુ છે, જેને પરલોક પર વિશ્વાસ નથી. મૃત્યુનો પોતાનો આ સંદેશ છે અને તે પર ધ્યાન લેવાની જરુર છે. જે વિચારશીલ છે, જ્ઞાની છે અને શ્રદ્ધાળુ છે, તેને મૃત્યુનો ભય નથી. કઠ ઉપનિષદમાં વર્ણવેલા સ્વર્ગમાં પણ મૃત્યુનો ભય નથી, તે સ્વર્ગ अभयस्य पारम् અભયની સીમા છે. તે સ્વર્ગમાં न तत्र त्वं, न जरया बिभेति ત્યાં મૃત્યુ નથી, ત્યાં ઘડપણ નથી.

ઉપર વર્ણવેલી હકિકતો કઠ ઉપનિષદમાં મળી આવે છે, તે પરથી જણાય છે કે પુરાણની માન્યતાનું બીજ ઉપનિષદોમાં હોય અને તેથી જ પુણ્યશાળીને મન ધર્માત્મા તેજ પાપીને મન યમરાજ એમ પુરાણો માનતાં થયાં હોય. એ હકીકત ગમે તેમ હોય; પણ કઠ ઉપનિષદ વાંચતાં એટલું તો જરુર લાગે છે; કે તેમાં જે યમરાજનાં

દર્શન થાય છે, તે વિકરાળ, મહાકાય, ભયંકર અને તામસ સ્વરુપ નથી. તેમના વર્તનમાં વિનય છે, તેમની વાણીમાં અમૃત છે. તેમના હૃદયમાં કરુણા છે, તે નચિકેતાને વરદાન આપે છે, નચિકેતાની પરીક્ષા લે છે અને નચિકેતાને પરમપદનો બોધ આપે છે. નચિકેતા યમરાજને પોતાના ગુરુ માને છે, તેમની પાસેથી બ્રહ્મનું જ્ઞાન મેળવવા તે સત્ય આગ્રહ સેવે છે, બ્રહ્મજ્ઞાન સિવાયની સર્વ વસ્તુઓ તેને તુચ્છ લાગે છે. યમરાજ જેવા બ્રહ્મનિષ્ઠ આત્મવેત્તા પાસે આવી, ક્ષણિક વિષયો મેળવવા નચિકેતા તૈયાર નથી. નચિકેતાને યમરાજ જેવો અનન્ય આચાર્ય (વક્તા) મળવાનો નથી, જે બ્રહ્મજ્ઞાન આપી શકે, એમ જાણી નચિકેતા તે તક ગુમાવતો નથી.

યમરાજનું પાત્ર આ રીતે દીપી ઉઠે છે. તેમના મુખમાંથી જે અમર વાણી ઝરી છે, તે અમૃતપાન આજે પણ મરણશીલ માનવી કરે. તેનું મરણ યમરાજ પોતે સુધારી લે, એટલી એ વાણીની ભાવિકતા છે. યમરાજની વાણી મનુષ્ય મુગ્ધ થઇને સાંભળે છે. કૃષ્ણ અને અર્જુનના સંવાદ કરતાં, આ સંવાદનું આકર્ષણ અજબ છે. મૃત્યુ, પોતાના સ્વભાવની વિરુદ્ધ જઈ અમરજ્ઞાન આપે એ આશ્ચર્ય નથી? મૃત્યુ સમયે મનુષ્યને આવો બોધ થતો હશે એમ પણ કેમ ન માની શકાય? અને જેને મૃત્યુનો ડર નથી રહ્યો, તેવા નિર્ભય મહાત્માઓ પાસે આવી, કેમ જાણે કે મૃત્યુ જ આ પ્રકારનો ઉત્તમ ઉપદેશ નહિ આપતું હોય?

ૐ

# વાજશ્રવસનો યજ્ઞ

એ સત્યયુગનો સમય હતો, લોકો ધન અને ધાન્યથી ભરપૂર હતા, લક્ષ્મી અને ઐશ્વર્યનો ત્યાં વાસ હતો, આઝાદી અને આબાદી લોકોનાં ચરણ પૂજતી, દબદબા ભરેલા ઉત્સવો ચાલુ રહેતા, કોઈનું દબાણ નહોતું, કોઈ જાતની અડચણ નહોતી, લોકોનાં શરીર કદાવર બાંધાનાં હતાં, રોગનું નામનિશાન નહોતું. ચિત્ત સદા પ્રસન્ન રહેતાં, આનંદના ત્યાં તરંગો ઉછળતા, યજ્ઞયાગની ક્રિયાઓનો એ કાળ હતો. અગ્નિની પ્રચંડ જ્વાળાઓથી આકાશ સદાય ઘેરાએલું રહેતું, યજ્ઞયાગથી પવિત્ર થએલો મંગળ વાયુ દરેકને પવિત્ર કરતો. યજ્ઞનો વિધિ કરનાર સમર્થ બ્રાહ્મણો હાથોહાથ દેવોને આહુતિઓ આપતા, ઇંદ્ર વગેરે દેવો, સ્મરણ કરતાંની સાથે જ, યજ્ઞમાં હાજરી આપતા, બ્રાહ્મણો અને યજમાન સાથે તેઓ વાર્તાલાપ કરતા, તેમની મનકામના પુરી કરતા; તેમજ આહુતિઓનો સ્વીકાર કરી તેઓ વિદાય લેતા.

એ સમયે ઉદ્દાલકમુનિનો પુત્ર વાજશ્રવસ તપના પ્રભાવે મળેલ સમૃદ્ધિથી ભરપૂર હતો, તેને સર્વમેધ નામે યજ્ઞ કરવાની ઈચ્છા થઈ, એ યજ્ઞમાં તેને સર્વસ્વનું દાન કરવાનું હતું, તેથી સ્વર્ગના દિવ્ય ભોગો મળે, એવી તેની કામના હતી, અપ્સરા આદિ પ્રિય સ્વરુપોનાં વર્ણનો તેણે સાંભળ્યાં હતાં, આ લોકમાં સ્વપ્ને પણ જેનો અનુભવ નથી થયો તેવા અનેક વિષયોનું ધામ સ્વર્ગ છે, તેનું તેને ભાન હતું.

તેણે જો આ વિષયો મેળવવા હોય તો, તેણે પોતાનું સર્વસ્વ હોમી દેવું જોઇએ, તે વિના બીજો કોઇ ઉપાય નહોતો.

તેની ઈચ્છા તીવ્ર થઈ અને તેણે યજ્ઞનો આરંભ કર્યો. ચાર વેદનાં અધ્યયન કરનાર અને યજ્ઞકર્મમાં કુશળ બ્રાહ્મણોને આમંત્રણ મોકલ્યાં. યંત્ર, તંત્ર અને વેદને જાણનાર કર્મનિપુણ આચાર્યની વરણી થઇ. ચાર વેદ જાણનારને બ્રહ્માનું પદ આપ્યું. પુરોહિતો અને ઋત્વિજોની નિમણુક કરવામાં આવી. ચાર વેદના ધ્વનિઓ શરુ થયા, જપની માળાઓ ફરવા લાગી. રંગબેરંગી વસ્ત્રો અને દ્રવ્યોથી યજ્ઞના કુંડો અને દેવોની વેદીઓ શોભી ઉઠી. અરણીમાંથી અગ્નિ પ્રગટ થયો. ઘીની આહુતિઓ શરુ થઈ, અગ્નિની જ્વાળાઓ આકાશમાં ફેલાવા લાગી. અગ્નિ પોતાના અનેક હાથથી ઘી, તલ, લાજા અને પાયસની આહુતિઓનો સ્વીકાર કરવા લાગ્યો. મંત્રોના ધ્વનિથી દિશાઓ ગાજી ઉઠી, યજમાનના આનંદનો પાર નહોતો, તેની યજ્ઞ માટેની ચીવટ અને ફળની આતુરતા પ્રતિ-ક્ષણે વધતી હતી, તેનું ચિત્ત સ્વસ્થ નહોતું. તેનું મન સંકલ્પ વિકલ્પના તરંગો પર ઝોલાં ખાતું હતું, જે મંત્રોથી આહુતિઓ અપાતી હતી, તે મંત્રોમાં એક સ્વરની પણ જો ભૂલ થાય, કે વિધિ કરતાં એક પળની પણ જો ચૂક થાય, તે સહન કરવાની તેનામાં શક્તિ નહોતી, કારણકે તેના ઉપર જ ફળનો સંપૂર્ણ આધાર હતો- નારાયણની કૃપાએ યજ્ઞની પૂર્ણાહુતિ થઈ. બ્રાહ્મણોએ આશીર્વાદની ઝડીઓ વર-સાવી, તે યજમાને ઝીલી લીધી. તેણે પૂર્ણાહુતિનું સ્નાન કર્યું અને પોતે સ્વસ્થ થયો.

યજ્ઞ મંડપમાં આચાર્ય, બ્રહ્મા, ઋત્વિજો, પુરોહિતો અને બ્રાહ્મણોની ભીડ જામી હતી. આચાર્ય અને બ્રહ્મા એક ઉંચા આસન પર બિરાજ્યા હતા, વાજશ્રવસ આચાર્યની પાસે જ બેઠો હતો. તેની પાસે જ તેનો નાનો કુમાર નચિકેતા બેઠો હતો. પિતાને પ્રસન્ન જોઇ, પોતે આનંદ પામતો હતો, બ્રાહ્મણોના દર્શન કરી પોતે પણ પ્રસન્ન થતો હતો, પોતાના પિતા આજે પોતાનું સર્વસ્વ દાનમાં આપવાના છે, તે જાણીને તેનું બાળહૃદય ઘેલું બનતું હતું, વાજશ્રવસનું સર્વસ્વ ગાયો હતી, રત્ન અને જવાહરના ભંડારો તો તેણે યજ્ઞ ચાલતા દરમિઆન જ ખાલી કરી નાખ્યા હતા, તે સમયે ગાયો એ બ્રાહ્મણનું સર્વસ્વ ગણાતી, રત્ન અને જવાહરના તોલે ગાયોની કિંમત વધુ અંકાતી, જેની પાસે અસંખ્ય પશુધન રહેતું; તેજ લક્ષાધિપતિ અને કરોડાધિપતિ ગૃહસ્થો ગણાતા અને તેમનો મહિમા જગત ભરમાં ફેલાતો. વાજશ્રવસની ગણના તેવા ગૃહસ્થમાં હતી, અને આજે તેને સર્વસ્વ આપી દેવાનું હતું, તેને એક વિચાર સૂઝયો. આ સર્વસ્વ ગોધન આપી દેવાથી સ્વર્ગ તો મળશે, પણ ત્યાંસુધી આ લોક માટે શું ? શું આ લોકમાં નિર્ધન થઇને રહેવું ? આટલું બધું ઐશ્વર્ય; તેનો ત્યાગ કેમ પાલવે ? તેને એક બીજો તરંગ આવ્યો, પોતાની પાસે બેઠેલ પોતાના પુત્ર પર તેની નજર ગઈ, તેનો તે એકનો એક પુત્ર હતો, પ્રાણથી પણ તે પ્યારો હતો, સર્વસ્વ આપી દેવાથી પોતાને તો સ્વર્ગ મળશે, પરંતુ આ પુત્રનું શું ? તેને નિર્ધન અવસ્થામાં રાખવો ? પિતાનું હૃદય કેવી રીતે

માને ? તેનું મન ચકડોળે ચડયું. યજ્ઞના વિધિ નિયમમાં એક પણ ભૂલચૂક નહિ કરનાર વાજશ્રવસ સર્વસ્વનો ત્યાગ કરતાં અચકાયો, તે પોતે જ ગાયો પાસે ગયો, બાળ નચિકેતા માટે થોડી તાજીમાજી દૂઝણી ગાયો તેણે જુદી રાખી અને બ્રાહ્મણોને દક્ષિણા આપવા રાખેલ બીજી ગાયોને સેવકો યજ્ઞ મંડપમાં લાવ્યા, તે ગાયોને એક હારમાં ઉભી રાખી, આ ગાયો જોઇ આચાર્ય અને બ્રહ્મા વિસ્મય પામ્યા, ઋત્વિજ બ્રાહ્મણોમાં તે વિષે ઉહાપોહ થયો, સ્વર્ગ મેળવતા પહેલાં આ રીતે પોતાનું પતન થાય છે, તે ખ્યાલ વાજશ્રવસને ન આવ્યો; તે પોતાના નિશ્ચયમાં મસ્ત હતો, પરંતુ નચિકેતાની કુમાર-દૃષ્ટિ આ વસ્તુ સમજી ગઈ. પિતાનો પોતાની ઉપર ખૂબ જ પ્રેમ છે, એ વાત તે જાણતો હતો. પુત્ર નિર્ધન ન રહે, તે માટે તેને સારો વારસો આપવાની પિતાની ઇચ્છા તે સમજી ગયો. તેને લાગ્યું કે પિતાની આ ચૂક થાય છે. તે બાળક હતો, પણ કુશળ અને સમયસૂચક હતો. આ આપત્તિમાંથી માર્ગ કાઢતાં તેને વાર લાગી નહિ, પિતાનું પતન થતું તેની નજર સામે આવ્યું. સ્વર્ગના મનોરથ સેવનાર પિતા જો આ ચૂક કરશે તો તેમનો વાસ ભયંકર નરકમાં થશે, એ ખ્યાલ આવતાં જ નચિકેતાનું હૃદય ધ્રુજી ઉઠયું. પોતાને માટે પિતા નરકમાં જશે, એ ખ્યાલ જ તેના હૃદયમાં આવતાં, તે કંપી ઉઠયો. પિતાનો સંકલ્પ સિદ્ધ કરવા તેણે નિશ્ચય કર્યો. પિતાનો સંકલ્પ છે કે 'સર્વસ્વનું દાન કરવું'. હું તેમનો પુત્ર છું, અને પુત્ર એ પિતાનું ધન છે, માટે તેમણે મારું પણ દાન કરવું જોઇએ,

મારું દાન કરતાં જ તેમનો મોહ ચાલ્યો જશે, તેઓ ઘોર નરકમાંથી ઉગરી જશે. નચિકેતાએ હામ ભીડી અને તેણે પોતાના પિતાને પ્રશ્ન પૂછ્યો, 'પિતાજી, આપ સર્વસ્વનું દાન કરો છો, તો હું પણ આપનું ધન છું, મારું દાન કયા ઋત્વિજને કરશો ?' નચિકેતાના પ્રશ્ન પર વાજશ્રવસે ધ્યાન આપ્યું નહિ, તે બીજા વિચારમાં તલ્લીન હતા. નચિકેતાએ ફરીથી તે જ પ્રશ્ન પૂછ્યો, વાજશ્રવસ તે પ્રશ્નનું રહસ્ય સમજ્યો નહિ. નચિકેતા સમજી ગયો, પણ તેનો સત્ય આગ્રહ હતો, તેમાંથી તે ડગે તેમ નહોતો. પિતાને ઘોર નરકમાંથી બચાવવાની તેને ઝંખના હતી, તેણે તે જ પ્રશ્ન ત્રીજીવાર પૂછ્યો, વાજશ્રવસના મન પરનો કાબૂ ચાલ્યો ગયો. નચિકેતા યજ્ઞમંડપમાંથી ચાલ્યો જાય એ ઇચ્છાથી, તેણે ક્રોધમાં આવી કહ્યું 'જા, તારું દાન યમરાજને કરું છું'. પિતાનો ઉત્તર સાંભળી નચિકેતા ગંભીર વિચારમાં પડી ગયો. પિતાજીનો ક્રોધ આટલો ઉગ્ર બનશે, તેનો એને ખ્યાલ નહોતો, પિતાજી મારા પ્રશ્નમાં રહેલું રહસ્ય જાણી જશે, તેવી તેની ધારણા હતી, અને આ ખાઈપી ઉતરેલી, ઉચી ગએલી ગાયોને બદલે પિતા ઉત્તમ ગાયો લાવી બ્રાહ્મણોને દાન આપશે. અને તેથી તેઓ સ્વર્ગ મેળવી શકશે. નચિકેતાની એ ધારણા ખોટી પડી. પિતાને તે ખૂબ જ વ્હાલો છે એમ તે જાણતો હતો. પિતાથી પોતે દૂર થાય એ વાત જ તેમને નહિ રુચે, તેનું પણ તેને ભાન હતું, તોપણ પિતાનું વચન પાળવા નચિકેતા યમરાજને ધામ જવા તૈયાર થયો. તેણે પિતાની આજ્ઞા માગી.

પોતાની આજ્ઞા નચિકેતા આટલી ગંભીર લેખશે, તેનો વાજશ્રવસને ખ્યાલ જ નહોતો. પોતાની ભૂલ તેને સમજાઈ. પોતાનું અણમોલું રત્ન યમને દ્વાર જાય એ તેને કેવી રીતે રુચે ? જેના હિત માટે પોતે નરકની યાતના પણ વેઠવા તૈયાર હતો, તે પુત્ર જ પોતાથી અળગો થાય એ વિચાર જ તેનાથી સહન થાય કે ? વાજશ્રવસે નચિકેતાને સમજાવ્યો, પોતાનાં વચનને મિથ્યા લેખવા જણાવ્યું, પણ નચિકેતાનો નિશ્ચય પાકો હતો. પિતાને નરકમાંથી બચાવવા પોતાનો પ્રાણ પણ આપવા તૈયાર હતો. બીજા કોઈપણ ઉપાયે પિતાનો હૃદયપલટો થાય તેમ નહોતો. નચિકેતાએ પોતાના પિતાને કોમળ વાણીથી જણાવ્યું કે "ભૂતકાળમાં અનેક મુનિવરોએ સત્ય વચન પાળવા પોતાના પ્રાણ આપ્યા છે. વર્તમાનકાળમાં પણ ઘણાય સત્યવ્રત પાળવા પોતાના જીવનની પણ પરવા કરતા નથી, કારણકે જીવન ક્ષણ-ભંગુર છે, એટલે તે આપીને પણ સત્યનું રક્ષણ કરવું જોઇએ, જે સત્ય નિત્ય નિરંતર સ્થિર રહે છે." નચિકેતાના દૃઢ નિશ્ચય આગળ વાજશ્રવસનું કંઇ ચાલ્યું નહિ, તેનો મોહ દૂર થયો, તેનું હૃદય પલટી ગયું, તેણે નચિકેતાના આગ્રહને માન આપ્યું. યજ્ઞમંડપમાં આવેલી ગાયો તેણે પાછી મોકલાવી. ખૂબ દૂધ આપનારી, કદાવર અને સાંઢ જેવી માતેલી ગાયો તેણે મંગાવી, અને બ્રાહ્મણોને દક્ષિણાઓ આપી. વાજશ્રવસના યજ્ઞની પુર્ણાહુતિ થઈ, આચાર્ય સહિત બ્રાહ્મણોએ સત્યનો મહિમા ગાયો. તેમણે પિતા પુત્રને આશીર્વાદ આપ્યા. નચિ-કેતા વાજશ્રવસની આજ્ઞા લઇ, સત્યવ્રત પાળવા યમરાજને ધામ જવા તૈયાર થયો.



યમરાજના અતિથિ

# યમરાજનો અતિથિ

તે કાળે સદેહે પરલોકમાં જવું મુશ્કેલ નહોતું, દેવો યજમાનને દ્વાર પર આવી, આહૂતિઓનો સ્વીકાર કરતા, અને મનુષ્યો પણ સ્વર્ગમાં જઈ, દેવોની સભામાં બિરાજતા. રાજાઓ ઇંદ્ર માટે વિજય મેળવતા અને ઋષિમુનિઓ દેવસભામાં જઇ, તેમનાં યશોગાન ગાતા. વાજશ્રવસના તપ નો પ્રભાવ સામાન્ય ન હતો, તેનું પુણ્યબળ ઓછું નહોતું અને નચિકેતા પણ પૂર્વજન્મનો યોગી હતો. આવા જ મનુષ્યો ઇચ્છા કરે, ત્યાં સદેહે વિહાર કરી શકતા, ત્યાં સામાન્ય મનુષ્યોનો ગજ વાગતો નહિ.

નચિકેતા થોડા જ વખતમાં યમરાજને દ્વારપર જઇને ઉભો રહ્યો. તેણે મુંજની મેખલા અને શણની લંગોટી પહેરી હતી, તેણે કૃષ્ણમૃગનું ચર્મ ઓઢયું હતું, દૂધ જેવી ધવળ જનોઇ, તેની છાતીથી કેડ સુધી લટકતી હતી, તેની બગલમાં દર્ભાસન હતું, તેના એક હાથમાં કમંડલું હતું, અને કેશથી પગની પાની સુધી પહોંચે તેવો વિશાળ કોમળ પલાશનો દંડ તેના બીજા હાથમાં શોભતો હતો, તેની કાયા મોહક હતી, તેની આકૃતિ ભવ્ય હતી. આ મોહક અતિથિનાં દર્શન કરતાં જ યમરાજનાં પત્ની અને મંત્રી મંડળ મંત્રમુગ્ધ બની ગયાં. યમરાજ તે સમયે હાજર નહોતા, તે બ્રહ્મલોકમાં પધાર્યા હતા એટલે મંત્રી મંડળે આ બાળ અતિથિનો સત્કાર કર્યો. તેને ભોજન લેવા અને આરામ સેવવા મંત્રી મંડળે વિનતિ કરી, નચિકેતાએ તે

વિનતિનો સ્વીકાર કર્યો નહિ. તે જાણતો હતો કે 'આ દેહ પર મારો અધિકાર નથી, તે તો યમરાજને સોંપાયો છે એટલે યમરાજની આજ્ઞા વિના તેનાથી કંઈપણ થઈ શકે નહિ'; એ અતિથિની બાળહઠ હતી અને તેની આગળ મંત્રી મંડળનું કંઇ ચાલ્યું નહિ. યમરાજનાં પત્ની પણ તેને આગ્રહ કરી શકયાં નહિ.

આ નાનો બાળ, યમરાજની રાહ જોતો, ભૂખ્યો અને તરસ્યો ત્રણ રાત્રિ સુધી, મંદિરના દ્વાર પર દૃઢ નિશ્ચયથી ઉભો રહ્યો. ચોથે દિવસે યમરાજની પધરામણી થઈ. મંત્રી મંડળે બાળ અતિથિના આગમનની ખબર આપી, યમરાજનાં પત્નીએ બાળ અતિથિનું પૂજન કરવા યમરાજને વિનતિ કરી. દંડ અને પાશ ધારણ કરનાર યમરાજ પુજાનાં પાત્ર સાથે લઇ અતિથિ પાસે ગયા. નચિકેતાએ યમરાજનાં દર્શન કર્યાં, તેણે કમંડળ નીચે મુકી, બે હાથ જોડી યમરાજને નમસ્કાર કર્યા. યમરાજે તે બાળ અતિથિનું પુજન કર્યું, અને તેના આગમનનું કારણ જાણી લીધું. યમરાજને તે બાળ પર સહજ પ્રેમ થયો, તેમણે પ્રસન્ન થઇ નચિકેતાને ત્રણ વરદાન માગવાનાં કહ્યાં,નચિકેતાએ આ ઉત્તમ તકનો સદુપયોગ કર્યો. પોતે અહીં આવ્યો છે, પણ પિતાજી ઘેર ખુબ જ દુઃખી હશે, તેની તેને ચિંતા હતી, તે એકનો એક પુત્ર હતો અને તેના જતા રહેવાથી તે રાત્રિએ સુખે સુતા પણ નહિ હોય. તેમનો આનંદ ચાલ્યો ગયો હશે, તેમને જીવન ઝેર જેવું લાગતું હશે, એટલે પિતાને સુખી કરવા, નચિકેતાએ પ્રથમ વરદાનમાં માગ્યું કે 'મારા પિતા

મારે વિષે અનેક સંકલ્પ વિકલ્પ કરતા હશે, તેમનું મન ખૂબ જ ઉદાસ હશે અને કદાચ મારી ઉપર તેમને ક્રોધ પણ આવતો હશે એટલે તેમનું મન પ્રસન્ન થાય અને આપની આજ્ઞા લઇ, હું ઘેર જઉં ત્યારે મને આનંદથી વધાવી લે' આપ મારી પર કૃપા કરીને આ પહેલું વરદાન મને આપો.

યમરાજના પાશમાં સપડાએલું કોઇ પ્રાણી પાછું ફર્યું છે ? યમના ભયથી તો પ્રાણીમાત્ર ડરે છે અને તેના પંઝા-માંથી બચવા લાખો પ્રયત્નો થાય છે, પણ તે પ્રયત્નો ધૂળમાં મળી જાય છે, પરંતુ યમરાજની જેણે કૃપા મેળવી છે, તેને મરણનો ભય કયાંથી હોય ? યમરાજ નચિકેતા પર પ્રસન્ન થયા અને તેના વરદાનનો તેમણે સ્વીકાર કર્યો. નચિકેતાના હૃદયમાં એક જ ભાવના હતી કે પિતાને શાંતિ મળે અને તેમના હૃદયમાં સંતોષ પ્રગટ થાય, તે ભાવના પુરી થતાં જ, તેના હૃદયમાં પરલોક જાણવાની જીજ્ઞાસા જાગી. તેણે બીજા વરદાનમાં સ્વર્ગનું સાધન જાણવાનો ઇરાદો સેવ્યો, તેણે યમરાજને સ્વર્ગ સંબંધી પ્રશ્ન પૂછયો અને યમરાજે તેનો જવાબ વિગતવાર આપ્યો, નચિકેતાને તેમણે અગ્નિની ઉપાસના કરવા જણાવ્યું અને તેના પ્રકારનું વિગતવાર વર્ણન કહી બતાવ્યું. નચિકેતાએ તે વિગતો હૃદયમાં ધારણ કરી લીધી અને સુશીલ શિષ્યની જેમ આપેલો બોધ ક્રમશઃ યમરાજ પાસે તેણે કહી સંભળાવ્યો. યમરાજ તેથી પ્રસન્ન થયા, તેમણે નચિકેતાને ભેટમાં એક

સુંદર રત્નનો હાર આપ્યો અને નચિકેતાનું નામ અમર કરવા તે અગ્નિનું નામ ત્રિણાચિકેત પાડવામાં આવ્યું.

નચિકેતા આ બે વરદાન મેળવી પ્રસન્ન થયો હતો, પરંતુ તેને સંપૂર્ણ સંતોષ થયો નહોતો. તેને માગવાનું એક વરદાન હજુ બાકી હતું. આલોક અને પરલોકનાં સાધનો તો તેણે મેળવી લીધાં હતાં. સામાન્ય માણસને આથી વિશેષ શું જોઇએ? પણ નચિકેતા તો એક ઉચી કોટિનો મહાત્મા હતો. આલોક અને પરલોક બંને એક દિવસ નાશ પામવાનાં છે, તેમાં રહેલા વિષયો, સુખ અને વૈભવો કાયમ રહ્યાં નથી, માટે જે કાયમ રહે, સદા એક સ્વરૂપે સ્થિર રહે, તેવું તત્ત્વ તેણે જાણવું જોઇએ, મેળવવું જોઇએ. માનવ જીવનનું એ જ ધ્યેય છે, એ ધ્યેય જે ચૂકે છે, તેની ઉન્નતિ કદી થતી નથી, દુનિયાનાં આનંદ આપનારાં સાધનો જીવનું કલ્યાણ કરી શકતાં નથી. માનવી સંસારના વિષયોમાં ફસાઈ, પોતાના ઐશ્વર્યથી ભ્રષ્ટ થાય છે અને તેની સદા અધોગતિ થાય છે, માટે એવું એક ઉત્તમ સાધન મેળવવું જોઇએ, જેથી સદા શાશ્વત સુખ પ્રાપ્ત થાય. યમરાજ જેવા પરમ ગુરુ મળવા નચિકેતા માટે મુશ્કેલ હતા, તે યમ-રાજ માગે તેને ભોગ પણ આપતા, ઇચ્છે તેને મોક્ષનો માર્ગ પણ બતાવતા. નચિકેતા ભોગોના મોહમાં ફસાવા માગતો નહોતો, તેણે તો આત્મજ્ઞાન મેળવવાનો જ નિશ્ચય કર્યો હતો અને તેથી તેણે ત્રીજું વરદાન માગ્યું કે 'હે યમરાજ, આપ મારી પર પ્રસન્ન થયા છો, આપની પાસેથી મેં બે વરદાન પણ મેળવ્યાં છે, તો આપ મને કૃપા કરીને

ત્રીજું વરદાન પણ આપો, હું ત્રીજા વરદાનમાં આત્મ સંબંધી જ્ઞાન મેળવવા ઇચ્છું છું. તેને માટે અનેક પ્રયત્નો સેવવામાં આવે છે, મને કૃપા કરીને જણાવો, કે દેહના નાશ પછી આત્માની શી ગતિ થાય છે?"

નચિકેતાની આત્મા માટેની જીજ્ઞાસા અને તેનો પ્રશ્ન સાંભળી યમરાજ વિસ્મય પામ્યા. આવા બાળ હૃદયમાં આત્મા સંબંધી આવો ગૂઢ પ્રશ્ન કયાંથી જાગ્યો? તેમણે નચિકેતાની પરીક્ષા કરવા અનેક લાલચો ધરી. આ પ્રશ્ન માટે તેને આગ્રહ ન કરે તેવું સ્પષ્ટ જણાવ્યું, પણ તેથી નચિકેતાનો નિશ્ચય ડગ્યો નહિ. અમૃતનું મધુર પાન કરનાર જેમ અન્ય સ્વાદોને તુચ્છ ગણે છે, તેમ નચિકેતા આત્મજ્ઞાન પાસે અન્ય વિષયોને તુચ્છ લેખતો હતો.

યમરાજે નચિકેતાની દૃઢતા જાણી લીધી, તેમણે નચિકેતાની પ્રશંસા કરી, કે તું સંસારની અનેક પ્રિય લાગતી લાલચોમાં લપટાયો નથી, તેં તો આત્માની પ્રેરણાથી જ ઉત્તમ માર્ગનો સ્વીકાર કર્યો છે, જે માર્ગનાં દર્શન પણ લાખો અને કરોડો માણસોએ કર્યાં નથી. તેં આત્મ–વિષયે જે પ્રશ્ન પૂછયો છે, તેને સાંભળનાર જ સંસારમાં જવલ્લે હોય છે, સ્વર્ગના અધિકારોને પણ તેં તુચ્છ ગણ્યા અને તેથી મારા કરતાં પણ તારો ત્યાગ ચઢી જાય તેમ છે. તું જે પ્રશ્ન પૂછે છે, તેનો એક જ જવાબ છે કે "તે અંતરાત્મા જે પ્રાણીના હૃદયમાં વાસ કરે છે, તેને જન્મ, મરણ છે જ નહિ, તે કયાંયથી આવ્યો પણ નથી, તેમ જ તે કોઈ કાળે થયો પણ નથી, તે આત્મા તો અજ, નિત્ય,

શાશ્વત અને પુરાતન છે, તે શરીરમાં વાસ કરે છે, તો પણ શરીર હણાતાં તે હણાતો નથી, તેને શરીર સાથે કોઇ સંબંધ નથી” આત્મા સંબંધી આજ સર્વોત્તમ જ્ઞાન છે, તેથી ચઢિયાતું કોઇ જ્ઞાન નથી, આ જ્ઞાન મેળવનાર માનવી મુક્ત બને છે. યમરાજે નચિકેતાને આત્મજ્ઞાન અર્પ્યું, યમરાજની કૃપાથી નચિકેતાને આત્મદર્શન થયું, તે કૃતાર્થ થયો, અને તે જીવન્મુક્ત બન્યો, તેને આવાગમન રહ્યું નહિ. નચિકેતા અને યમરાજનો આ સંવાદ, જે સાંભળશે તે પણ જીવન્મુક્ત બની, જન્મમરણથી રહિત થશે. શ્રુતિ ઉચ્ચારે છે કેઃ—

मृत्युप्रोक्तां नचिकेतोऽथ लब्ध्वा
विद्यामेतां योगविधिं च कृत्स्नम् ॥
ब्रह्मप्राप्तो विरजोऽभूत् विमृत्युः
यः अपि एवं वित् अध्यात्मम् एव ॥

# પ્રાર્થના

यो ब्रह्माणं विदधाति पूर्वं, यो वै वेदांश्च प्रहिणोति तस्मै।
तं ह देवम् आत्मबुद्धिप्रकाशं मुमुक्षुर्वै शरणम् अहं प्रपद्ये ॥

જેણે આદ્ય પ્રજાપતિને પ્રગટ કર્યા, અને જેણે તે પ્રજાપતિને વેદોનો ઉપદેશ આપ્યો અને જે દેવ પોતે અંતરાત્મા બની, બુદ્ધિને જ્ઞાનનો પ્રકાશ આપે છે, મોક્ષની ઇચ્છા રાખનાર હું તે દેવની શરણે જઉં છું.

ॐ सह नौ अवतु। सह नौ भुनक्तु।
सह वीर्यं करवावहै। तेजस्वि नौ अधीतम् अस्तु।
मा विद्विषावहै ॥
ॐ शान्तिः शान्तिः शान्तिः।

તે (અંતરાત્મા) અમ ગુરુ અને શિષ્યનું રક્ષણ કરે, અમારી પર તે સદા પ્રસન્ન રહે, શક્તિ અને ઉલ્લાસથી અમે સહકાર સાધીએ, અમારો અભ્યાસ તેજસ્વિ બનો, અમારામાં મત ભેદ રહે નહિ. અમને અધ્યાત્મ, અધિદૈવ અને અધિભૂતની શાંતિ હો.



# યમ અને નચિકેતાનો સંવાદ

## ( પૂર્વ ભાગ )

**નચિકેતાની ભાવનાઃ—**

**उशन् ह वै वाजश्रवसः सर्ववेदसं ददौ ।**
**तस्य ह नचिकेता नाम पुत्र आस ॥१॥**
**तं ह कुमारं संतं, दक्षिणासु नीयमानासु ।**
**श्रद्धा आविवेश; सः अमन्यत ॥२॥**
**पीतोदका, जग्धतृणा, दुग्धदोहा, निरिंद्रियाः ।**
**अनंदा नाम ते लोकाः, तान् स गच्छति ता ददत् ॥३॥**

પહેલાં એક સમયે વાજ*શ્રવસ નામના મુનિએ યજ્ઞનું ઉત્તમ ફળ મેળવવા સર્વ મેધ નામે યજ્ઞનો આરંભ કર્યો હતો. તે મુનિને નચિકેતા નામે એક પુત્ર હતો. યજ્ઞની પૂર્ણાહુતિ વખતે પોતાના પિતા બ્રાહ્મણોને દક્ષિણામાં ગાયો આપવા લાગ્યા, ત્યારે નચિકેતાના સરળ બાળ હૃદયમાં એક ભાવના પ્રગટ થઇ અને તેને વિચાર આવ્યો કેઃ—'મારા પિતા દક્ષિણામાં આપવા જે ગાયો લાવ્યા છે, તે ખાઇ પી પોતાનું પોષણ મેળવે તેવી રહી નથી, જે હવે દૂધ પણ દેતી નથી; તેમ જ જે ફરીથી દૂઝે

---

*વાજ એટલે અન્ન, શ્રવ એટલે યશ, અન્નદાન આપી કીર્તિ મેળવનાર તે વાજશ્રવા, તેનો પુત્ર વાજ શ્રવસ, તેનું ગોત્ર નામ ગૌતમ, તે અરુણનો પુત્ર અને ઉદ્દાલકનો દત્તક પુત્ર હોય તેમ લાગે છે અને તેથી જ ગૌતમ, આરુણિ, ઔદ્દાલાકિ અને વાજશ્રવસ એવાં તેનાં ભિન્ન ભિન્ન નામ છે.

તેવી પણ રહી નથી; આવી ગાયો દાનમાં આપનાર યજમાન નરક લોકમાં જાય છે; જ્યાં આનંદનું નામ નિશાન પણ નથી.”

**નચિકેતાનો પ્રશ્ન અને વાજશ્રવસનો ઉત્તર:—**

**स ह उवाच पितरं, "तत ! कस्मै मां दास्यसि" इति ।**
**द्वितीयं तृतीयं तं ह उवाच, 'मृत्यवे त्वा ददामि" इति ॥४॥**

તે નચિકેતાએ પિતાને પૂછ્યું કે ‘હે તાત ! આ યજ્ઞમાં આપ સર્વ ધનનું દાન કરી રહ્યા છો, તો હું પણ તમારું ધન છું. આપ મારું દાન કોને આપશો ?” આ પ્રશ્નનો જવાબ નહિ મળવાથી નચિકેતાએ એનો એ પ્રશ્ન બે ત્રણ વાર પૂછ્યો, તેથી તેના પિતાને ક્રોધ થયો. તેના પિતાને થયું કે ‘બાળક મૂરખ છે, તેને ખબર નથી કે હું તેના ભલા માટે સારી ગાયો રાખી મુકું છું અને બીજી ગાયો આપી યજ્ઞનું ફળ પણ મેળવું છું’ એટલે તેમને ક્રોધ થયો અને ક્રોધમાં ને ક્રોધમાં તેમણે કહી નાખ્યું કે ‘યમરાજને તારું દાન આપું છું.”

**પિતાના જવાબથી નચિકેતાને ખેદ:—**

**बहूनाम् एमि प्रथमः बहूनाम् एमि मध्यमः ।**
**किंस्वित् यमस्य कर्तव्यं, यत् मया अद्य करिष्यति ॥५॥**

નચિકેતાને થયું કે ‘મારા પિતાના અનેક શિષ્ય અને પુત્રોમાં હું પ્રથમ* છું, કોઈક સમયે (ભૂલથી)

*પિતા કે ગુરુના મનનો સંકલ્પ સમજી, તેમની આજ્ઞા પાળે તે સર્વોત્તમ, તેમના કહ્યા પ્રમાણે અનુસરે તે મધ્યમ અને તેમના કહ્યા છતાં, તેમની આજ્ઞા ન પાળે તે અધમ કોટિનો પુત્ર કે શિષ્ય ગણવો.

વચલો પણ થતો હોઈશ, પણ અધમ થયો નથી. પિતાએ મને યમને આપ્યો, તેમાં કોઈ ખાસ પ્રયોજન નથી, જે મારા પોતાના દાનથી સફળ થાય. તોપણ પિતાનું વચન સફળ થવું જોઇએ.

## નચિકેતાનો નિશ્ચયઃ—

**अनुपश्य यथा पूर्वे, प्रतिपश्य तथा परे ।**
**सस्यम् इव मर्त्यः पच्यते, सस्यम् इव आजायते पुनः ॥५॥**

નચિકેતાએ વિચાર્યું કે ' સત્ય વચન પાળવા માટે પહેલાં અનેક ઋષિ મુનિઓએ કષ્ટ વેઠયાં છે અને આજે પણ ઘણાય સાધુ પુરુષો સત્ય પાળવા કષ્ટ વેઠે છે. આ માનવ જીવન ક્ષણ ભંગુર છે. તેની કિંમત અનાજના એક કણ જેટલી છે. જે અનેકવાર નાશ પામે છે અને નાશ પામી અનેક વાર ઉગે છે. એના જેવું જ માનવનું જીવન અને મરણ છે.

## યમરાજનો અતિથિઃ—

**वैश्वानरः प्रविशति अतिथिः ब्राह्मणो गृहात् ।**
**तस्य एतां शांतिं कुर्वन्ति, हर वैवस्वत उदकम् ॥७॥**

એ રીતે નચિકેતા નિશ્ચય કરી યમરાજના દરબારમાં હાજર થયો. યમરાજ ગેરહાજર હતા એટલે તેમની આજ્ઞા સિવાય નચિકેતાએ અન્ન જલ પણ લીધાં નહિ, ચોથે દિવસે જ્યારે યમરાજ આવ્યા, ત્યારે તેમનાં પત્નીએ જણાવ્યું કે 'ગૃહસ્થને ઘેર અતિથિ બ્રાહ્મણ આવે તે અગ્નિ જેવો તેજસ્વિ હોય છે, તેની શાંતિ કરવી જોઇએ;

માટે હે યમરાજ ! આપ ઘેર આવેલ અતિથિનો સત્કાર કરવા, તેના હાથ પગ ધોવા પાણી લાવો, જેથી તે શાંત થાય.

**અતિથિનો મહિમાઃ—**

**आशाप्रतीक्षे, संगतं, सूनृतां च**
**इष्टापूर्ते, पुत्रपशून् च सर्वान् ।**
**एतत् वृंक्ते पुरुषस्य अल्पमेधसः**
**यस्य अनश्नन् वसति ब्राह्मणो गृहे ॥८॥**

જે ગૃહસ્થને ઘેર આવેલ અતિથિ બ્રાહ્મણનો, ભોજન વગેરેથી સત્કાર ન થાય તે ગૃહસ્થની મતિ ટુંકી છે અને તેથી તેની આશાઓ અને ધારણાઓ, સત્સંગ અને સત્યવાણી, યજ્ઞ યાગ અને વાવ કૂવા, સંતતિ અને પશુ વગેરેથી થતી પુણ્ય ક્રિયાઓ નાશ પામે છે, માટે અતિથિનો સત્કાર કરવો.

**યમરાજનો અતિથિ સત્કારઃ—**

**तिस्रः रात्रीः यत् अवात्सीः गृहे मे**
**अनश्नन् ब्रह्मन्, अतिथिः नमस्यः ।**
**नमस्ते अस्तु ब्रह्मन्, स्वस्ति मे अस्तु**
**तस्मात् प्रति त्रीन् वरान् वृणीष्व ॥९॥**

યમરાજ નચિકેતા પાસે જઇને કહે છે કે 'હે બ્રાહ્મણ ! તું મારો અતિથિ છે, વંદવા લાયક છે, તને મારા નમસ્કાર છે. તારી કૃપાથી મારું કલ્યાણ થાવ. હે અતિથિ બ્રાહ્મણ ! તું અન્ન જળ લીધા વિના મારે ઘેર ત્રણ રાત રહ્યો; માટે તું ત્રણ વરદાન માગ.

**નચિકેતાનું પહેલું વરદાનઃ—**

**शांतसंकल्पः सुमना यथा स्यात्**
**वीतमन्युः गौतमः मा अभि मृत्यो ।**
**त्वत्प्रसृष्टं मा अभिवदेत् प्रतीतः**
**एतत् त्रयाणां प्रथमं वरं वृणे ॥१०॥**

નચિકેતાએ યમરાજને કહ્યું કે, આપની આજ્ઞાથી હું પહેલું વરદાન માગું છું કે 'મારા પિતા મારી ચિંતા કરતા હશે કે 'તેનું શું થયું હશે, કેવી રીતે યમરાજ પાસે ગયો હશે. એમને મનમાં ખેદ પણ થતો હશે, માટે તેમની ચિંતા અને ખેદ ટળી જાય. તેમણે મારા પર જે ક્રોધ કર્યો હતો, તે ક્રોધ દૂર થઈ જાય અને આપની આજ્ઞા લઈ હું ઘેર જાઉં ત્યારે મારા પિતા મને ઓળખે અને મારી ઉપર સંતોષ પામી, મારી સાથે આનંદથી વાતચિત કરે. ત્રણ વરદાનમાં આ પહેલું વરદાન માગું છું.

**યમરાજનો ઉત્તરઃ—**

**यथा पुरस्तात् भविता प्रतीतः**
**औद्दालकिः आरुणिः मत्प्रसृष्टः ।**
**सुखं रात्रीः शयिता वीतमन्युः**
**त्वां ददृशिवान् मृत्युमुखात् प्रमुक्तम् ॥११॥**

યમરાજે નચિકેતાના વચનનો સ્વીકાર કરી જણાવ્યું કે 'તું જ્યારે મારી આજ્ઞાથી ઘેર જશે ત્યારે ઉદ્દાલક અને અરુણના પુત્ર તારા પિતા, તને સારી રીતે ઓળખી લેશે કે "આ મારો તેજ પુત્ર છે, જે યમના દરબારમાં ગયો હતો." તેમનો ક્રોધ પણ ઉતરી જશે અને સાક્ષાત

યમના મુખથી તને બચેલો જોઇ. તારા પિતા શાંતિની નિંદ્રા લેશે.

**નચિકેતાએ કરેલું સ્વર્ગનું વર્ણન:—**

स्वर्गे लोके न भयं किंचन अस्ति,
न तत्र त्वं, न जरया बिभेति ।
उभे तीर्त्वा अशनायापिपासे
शोकातिगो मोदते स्वर्गलोके ॥१२॥

પ્રથમ વરદાનનો સ્વીકાર કરી, નચિકેતા બીજા વરદાન માટે ભૂમિકા રચે છે કે. સ્વર્ગ લોકમાં કોઈ જાતનો ભય હોતો નથી, ત્યાં તમારું યમરાજનું તેડું આવતું નથી, ત્યાં ઘડપણનો પણ ભય નથી અને ત્યાં કોઈનેય ભુખ તરસ લાગતી નથી; એવા સ્વર્ગ લોકમાં શોકને પાર જઈ હરકોઇ આનંદ કરે છે.

**નચિકેતાનું બીજું વરદાન:—**

स त्वम् अग्नि स्वर्ग्यम् अध्येषि मृत्यो
प्रब्रूहि त्वं श्रद्दधानाय मह्यम् ।
स्वर्गलोका अमृतत्वं भजन्त
एतत् द्वितीयेन वृणे वरेण ॥१३॥

નચિકેતા યમરાજને જણાવે છે કે 'હે યમરાજ! ઉપર પ્રમાણે કહેલું સ્વર્ગ, અગ્નિની ઉપાસના કરવાથી મળે છે, તે અગ્નિ વિષે તમે બરોબર જાણો છો, તે જાણવાની મને શ્રદ્ધા છે; તો આપ મને કૃપા કરીને કહો. એ અગ્નિની ઉપાસનાથી સ્વર્ગલોક મેળવનાર અજર અમર બને છે. આપની પાસે હું આ બીજું વરદાન માગું છું.

**યમરાજનો ઉત્તરઃ—**

प्र ते ब्रवीमि तदु मे निबोध
स्वर्ग्यम् अग्निम् नचिकेतः प्रजानन् ।
अनन्तलोकाप्तिम् अथो प्रतिष्ठाम्
विद्धि त्वम् एतं निहितं गुहायाम् ॥१४॥

યમરાજે નચિકેતાને જણાવ્યું કે 'હું તે સ્વર્ગના અગ્નિ વિષે સારી રીતે જાણું છું અને તેનો તને ઉપદેશ આપું છું, તે તું ધ્યાનથી સાંભળ. તે અગ્નિ અનંત લોકને આપનાર, સ્વર્ગનો આધાર સ્થંભ અને શરીરની અંદર રહેલી બુદ્ધિરૂપી ગુફામાં વાસ કરનાર છે.*

**અગ્નિનું વર્ણનઃ—**

लोकादिम् अग्निं तम् उवाच तस्मै
या इष्टकाः यावतीः वा यथा वा ।
स चापि तत् प्रत्यवदत् यथोक्तम्
अथास्य मृत्युः पुनरेव आह तुष्टः ॥१५॥

* જે અગ્નિ સ્વર્ગમાં છે, તે જ અગ્નિ શરીરમાં વાસ કરે છે, એવું વર્ણન છે, તેનો ભાવ એ છે કે 'આ અગ્નિનો ઉપાસક સ્વર્ગમાં જાય છે, માટે તે અગ્નિ સ્વર્ગનો ગણાય છે, અને તે જ અગ્નિ હૃદયની શક્તિ અને ઉષ્મા બની મનુષ્યને પ્રેરણા અર્પે છે; માટે તેનો વાસ હૃદયમાં પણ છે. આ રીતે ઉપનિષદ અધિભૂત સ્વર્ગ (પરમાકાશ) અને અધ્યાત્મ (હૃદય આકાશ)નો અભેદ સાધે છે. આગળ વાંચતાં જણાશે કે આજ અગ્નિ પરમાત્માનું પ્રતીક છે, તેથી કર્મમાર્ગે અગ્નિની ઉપાસના કરનાર અધિભૂત સ્વર્ગ મેળવે છે અને જ્ઞાનમાર્ગે અગ્નિને પીછાણનાર મુક્ત થાય છે. કર્મકાંડને અનુસરનારને જ્ઞાનમાર્ગે લઇ જવાનો ઉપનિષદે આ અનુપમ ઉપાય બતાવ્યો છે.

યમરાજે ત્રણે લોકના આરંભમાં પ્રગટ થયેલ અગ્નિનું સ્વરુપ નચિકેતાને બતાવ્યું. તે અગ્નિની ઉપાસના કરવા કેટલી ઇંટો જોઇએ, તે ઇંટોને કયા મંત્રો ભણીને ગોઠવવી અને તે કેવી રીતે ગોઠવવી વગેરે સર્વ બાબત પણ યમરાજે જણાવી એટલે નચિકેતા પણ યમરાજનું કહેલું અક્ષરે અક્ષર બોલી ગયો, તેથી યમરાજને ખૂબ જ આનંદ થયો અને તેનાથી સંતોષ પામી યમરાજ ફરીથી જણાવે છે.

## નચિકેતાને યમરાજની મળેલી કિંમતી ભેટઃ—

तम् अब्रवोत् प्रीयमाणो महात्मा
वरं तव इह अद्य ददामि भूयः ।
तव एव नाम्ना भविता अयम् अग्निः
सृकां * च इमाम् अनेकरूपां गृहाण ॥१६॥

નચિકેતાની યાદશક્તિથી યમરાજ પ્રસન્ન થયા અને તેથી તેમણે જણાવ્યું કે 'તને હું એક બીજું વરદાન આપું છું. આ અગ્નિ તારા જ નામે પ્રસિદ્ધ થશે. હું તને ઉત્તમ પ્રકારનો આ કિંમતી હાર ભેટમાં આપું છું, તેનો તું સ્વીકાર કર.

## ત્રિવિધ કર્મ અને અગ્નિની સ્તુતિઃ—

त्रिणाचिकेतः त्रिभिः एत्य संधि
त्रिकर्मकृत् तरति जन्ममृत्यू ।
ब्रह्मजज्ञं देवम् ईडयं विदित्वा
निचाय्य मां शांतिम् अत्यन्तम् एति ॥१७॥

* સૃંકાઃ શૃંખલાઃ સાંકળઃ પાશઃ હારઃ માળાઃ ગતિઃ માર્ગ. સૃંકાના સંબંધને અનુસરી આ રીતે અનેક અર્થ થાય છે.

આ નચિકેતાના અગ્નિને જે જાણે છે, તેના વિષે અભ્યાસ કરે છે અને તેનું અનુષ્ઠાન કરે છે, તેમ જ જે માતા, પિતા અને આચાર્યની સંમતિ લઈ, યજ્ઞ. અધ્યયન અને દાન એ ત્રણ કર્મો કરે છે. તે જન્મ મરણને ટળી જાય છે. અગ્નિ નામે દેવ, જે બ્રહ્મથી પ્રગટ થયા છે, જે જ્ઞાની છે અને પૂજવા લાયક છે, તેને જે જાણે છે તથા હૃદયમાં તેનું જે ચિંતવન કરે છે, તે પરમ શાંતિ મેળવે છે.

**અગ્નિની ઉપાસના:—**

त्रिणाचिकेतः त्रयम् एतत् विदित्वा
य एवं विद्वान् चिनुते नाचिकेतम् ।
स मृत्युपाशान् पुरतः प्रणोद्य
शोकातिगः मोदते स्वर्गलोके ॥१८॥

આ નચિકેતાના અગ્નિની ઉપાસના કરનાર પણ ત્રિણાચિકેત કહેવાય છે; તે પહેલાં કહેલાં ઈંટોનાં સ્વરૂપ, સંખ્યા અને પ્રકાર એ ત્રણને જાણે છે અને તે રીતે આ અગ્નિની ઉપાસના કરે છે, તે મૃત્યુના પાશથી પહેલાં જ છૂટી જાય છે અને શોક સાગરને તરી જઈ, સ્વર્ગ લોકમાં આનંદ કરે છે.

**બીજા વરદાનનો ઉપસંહાર:—**

एष ते अग्निः नचिकेतः ! स्वर्ग्यः
यम् अवृणीथा द्वितीयेन वरेण ।
एतम् अग्नि तव एव प्रवक्ष्यन्ति जनासः
तृतीयं वरं नचिकेतो ! वृणीष्व ॥१९॥

યમરાજ આ અગ્નિ વિષયક જ્ઞાનનો ઉપસંહાર કરતાં, નચિકેતાને જણાવે છે કે 'બીજું વરદાન માગી, તેં જે

અગ્નિને જાણવા ઈચ્છા કરી, તે સ્વર્ગના અગ્નિનું મેં વર્ણન કર્યું; અને લોકો પણ 'આ અગ્નિ નચિકેતાનો છે' એમ તારા નામે તે અગ્નિને કહેશે. હવે તું ત્રીજું વરદાન માગ.

**નચિકેતાનો આત્મા અને પરલોક સંબંધી પ્રશ્નઃ—**

> या इयं प्रेते विचिकित्सा मनुष्ये
> अस्ति इति एके न अयं अस्ति इति च एके ।
> एतत् विद्याम् अनुशिष्टः त्वया अहं
> वराणाम् एषः वरः तृतीयः ॥२०॥

*મનુષ્યના મરણ પછી, આત્મા રહે છે કે નહિ તે માટે અનેક વાદવિવાદ થાય છે, કેટલાક કહે છે કે 'આત્મા રહે છે;' તો કેટલાક કહે છે કે આત્મા નથી રહેતો. આપનો હું શિષ્ય છું, તો મને આ વિષે જણાવો એ મારાં વરદાનોમાં ત્રીજું વરદાન છે.

**આત્મજ્ઞાનની કઠિનાઈઃ—**

> देवैः अत्र अपि विचिकित्सितं पुरा
> नहि सुविज्ञेयम् अणुः एषः धर्मः ।
> अन्यं वरं नचिकेतः वृणीष्व
> मा मा उपरोत्सीः, अति मा सृज एनम् ॥२१॥

* 'મનુષ્યના મરણ પછી, તે મનુષ્યની શી હાલત થાય છે' એવો અહીં સીધો પ્રશ્ન છે, એટલે આત્માનું અસ્તિત્વ રહે છે કે નહિ એ એક પ્રશ્ન થયો અને પરલોક છે કે નહિ તે પણ તેને અંગે જ બીજો પ્રશ્ન થયો. "શરીર સાથે આત્મા નાશ પામે છે અને પરલોક જેવું કંઈ છે નહિ," એવી એક માન્યતા છે અને "શરીરનો નાશ થાય તોપણ આત્મા નાશ પામતો નથી. તેમ જ પરલોક પણ છે," તેવી બીજી માન્યતા છે, તે બંનેમાં સત્ય શું? ઉત્તર ભાગના અઢારમા શ્લોકમાં યમરાજ આ પ્રશ્નનો સીધો ઉત્તર આપે છે.

નચિકેતાનો પ્રશ્ન સાંભળી યમરાજને વિસ્મય થયું. ભલભલા વિચારકોને જે પ્રશ્ન ઉઠતો નથી અને જો પ્રશ્ન થાય, તો તે સમજવો પણ મુશ્કેલ હોય છે, તે પ્રશ્ન આ સરળ હૃદય બાળકમાં કયાંથી પ્રગટ થયો? યમરાજ નચિકેતાની પરીક્ષા કરવા જણાવે છે કે 'તેં જે પ્રશ્ન પૂછયો તે વિષે તો પહેલાં દેવોને પણ સંશય થયો હતો, કારણ કે એ પ્રશ્ન સહજમાં સમજાય તેમ નથી. આ આત્માને વિષે સત્ય જાણવું તે ઘણી ઝીણવટનું કામ છે. માટે તું એ પ્રશ્ન છોડી દે અને કોઈ બીજું વરદાન માગ. આ પ્રશ્ન માટે મારી ઉપર દબાણ કરીશ નહિ અને આ પ્રશ્ન માટે મને રોકીશ નહિ.

**નચિકેતાનો આત્મજ્ઞાન માટે આગ્રહઃ—**

**देवैः अत्र अपि विचिकित्सितं किल**
**त्वं च मृत्यो यत् न सुज्ञेयम् आत्थ ।**
**वक्ता चास्य तादृग् अन्यः न लभ्यः**
**न अन्यः वरः तुल्यः एतस्य कश्चित् ॥२२॥**

નચિકેતા આ પ્રશ્નનો મહિમા વર્ણવી; યમરાજની સ્તુતિ કરતાં જણાવે છે કે 'દેવો જેવાએ પણ આ આત્મજ્ઞાનનો વિચાર કર્યો છે કારણ કે એ આત્મજ્ઞાન સહેલાઈથી સમજાય તેમ નથી' એવું આપ જ કહો છો, તો મને લાગે છે કે એ પ્રશ્નની તોલે આવે એવો એક પણ પ્રશ્ન મારી ધ્યાનમાં નથી અને આ પ્રશ્નનો જવાબ આપે એવો તમારા વિના બીજો કોઈ ગુરુ પણ મને મળવાનો નથી, માટે હું તેજ પ્રશ્ન પૂછીશ.

**યમરાજને આપેલી આ લોકની લાલચોઃ—**

शतायुषः पुत्रपौत्रान् वृणीष्व
बहून् पशून् हस्ति हिरण्यम् अश्वान् ।
भूमेः महदायतनं वृणीष्व
त्वं च जीव शरदः यावद् इच्छसि ॥२३॥

યમરાજ નચિકેતાની કસોટી કરવા જણાવે છે કે 'સો વર્ષ સુધી જીવી શકે તેવા પુત્રો અને તેના પણ પુત્રો માગ; હાથી, ઘોડા, ગાડી, સોનું વગેરે માગ, પૃથ્વી પરનું વિશાળ રાજ્ય માગ; તેમ જ તારે જીવવું હોય તેટલાં વર્ષો સુધી તારી ઇચ્છા પ્રમાણેનું જીવન માગ.

**યમરાજે આપેલી મનને લોભાવનારી લાલચોઃ—**

एतत् तुल्यं यदि मन्यसे वरं
वृणीष्व वित्तं चिरजीविकां च ।
महाभूमौ नचिकेतः त्वम् एधि
कामानां त्वा कामभाजं करोमि ॥२४॥

યમરાજ નચિકેતાના મનને ડગાવવા જણાવે છે કે; ઉપર કહેલા ભોગો જેવા તને લાગે તેવા બીજા પણ ભોગોની માગણી કર, તારે સોના મ્હોરો જોઈતી હોય, તું ચિરંજીવ થવા ઇચ્છતો હોય અને આ વિશાળ પૃથ્વીનો ચક્રવર્તી બનવા ઇચ્છતો હોય, તો હું તને બનાવું. અનેક પ્રકારના દિવ્ય ભોગો તારી ઇચ્છામાં આવે તેમ ભોગવી શકે તેવો પણ તને બનાવું.

**યમરાજે આપેલી પરલોકની લાલચોઃ—**

**ये ये कामा दुर्लभाः मर्त्यलोके**
**सर्वान् कामान् छंदतः प्रार्थयस्व ।**
**इमा रामाः सरथाः सतूर्याः**
**न हि ईदृशाः लंभनीयाः मनुष्यैः ॥**
**आभिः मत्प्रत्ताभिः परिचारयस्व**
**नचिकेतः ! मरणं मानुप्राक्षीः ॥२५॥**

યમરાજ નચિકેતાની અંતિમ કસોટી કરવા જણાવે છે કે 'પૃથ્વી પર મનુષ્યને ભોગવવા જે દિવ્ય ભોગો મળવા અશકય છે, તે બધા ભોગોને તારી ધ્યાનમાં આવે તેમ માગ. દિવ્ય રથોમાં બેસી વીણા વગેરે વાજીંત્રો પર આલાપ લેતી સ્વર્ગની અપ્સરાઓ સાથે તું વિહાર કર, જે અપ્સરાઓ મનુષ્યને સ્વપ્નમાં પણ ન મળે તેવી છે. આ અપ્સરાઓ તારી ખડે પગે સેવા કરશે; તું એમની સેવાનો સ્વીકાર કર, પરંતુ આ મરણ સંબંધી પ્રશ્ન પૂછવાનો છોડી દે.

નચિકેતાનો અડગ નિશ્ચયઃ—

**श्वोभावा मर्त्यस्य यत् अन्तक ! एतत्**
**सर्वेन्द्रियाणां जरयन्ति तेजः ।**
**अपि सर्वं जीवितम् अल्पम् एव**
**तव एव वाहाः तव नृत्यगीते ॥२६॥**

યમરાજની આવી દિવ્ય મનોહર લાલચો નચિકેતાના નિશ્ચયને ડગાવી શકી નહિ, તે ભોગોની તુચ્છતા વર્ણવતાં નચિકેતા જણાવે છે કે 'તમે જે ભોગો જણાવ્યા તે લાંબા કાળ ટકનારા નથી, તેમનો સ્વભાવ જ છે કે તે આવતી કાલે

નાશ પામવાના, અને તે નાશ પામતાં પામતાં પણ મનુષ્યની ઇંદ્રિયોનો પ્રતાપ અને તેજનું હરણ કરનારા છે તમે જે બ્રહ્માના જેટલું ચિરંજીવ આયુષ્ય આપો છો, તે પણ મહાકાળની ગણુનામાં એક પળ જેટલું છે, માટે આપના વાહનો, અપ્સરાઓ અને નાચગાનો આપને જ મુબારક હો.

**યમરાજની કૃપા પર મનુષ્યના ધન અને જીવનનો આધાર::—**

न वित्तेन तर्पणीयः मनुष्यः
लप्स्यामहे वित्तम् अद्राक्ष्म चेत् त्वा ।
जीविष्यामः यावत् ईशिष्यसि त्वं
वरः तु मे वरणीयः सः एव ॥२७॥

મનુષ્યના હૃદયમાં રહેલો અસંતોષ અને ધન તેમ જ ચિરંજીવ બનવાની સુલભતા વિષે નચિકેતા જણાવે છે કે 'મનુષ્ય ધનથી ધરાતો હોય કે ધરાયો હોય એવું કોઇએ સાંભળ્યું નથી. અને જેણે તમારાં દર્શન કર્યાં છે, તેને ધનની શી ખોટ પડવાની છે, તેમજ તમારી સોબતે આવ્યા પછી, મારું મરણ થાય એ સંભવે પણ ખરું કે ધન અને જીવન બંને પર તમારો કાબૂ છે, એટલે એ તો મને મળી ગયાં જ છે, માટે મારે જે માગવાનું છે, તેજ વરદાન મેં માગ્યું છે.

**આત્મજ્ઞાન આગળ ભોગોની તુચ્છતાઃ—**

अजीर्यताम् अमृतानाम् उपेत्य
जीर्यन् मर्त्यः क्वधः स्थः प्रजानन् ।
अभिध्यायन् वर्णरतिप्रमोदान्
अतिदीर्घे जीविते कः रमेत् ॥२८॥

નચિકેતા ભોગોને આપનાર આ સંસારની તુચ્છતા વર્ણવતાં જણાવે છે કે 'જેને અજર, અમર પદ પ્રાપ્ત થયું છે અને જે જાણે છે કે, આ સંસાર તો જરા અને મરણને આપનાર છે; તેને મનોહર લાગતા અને કેવળ દેખાવ પુરતા જ આનંદ આપનાર ભોગો ભોગવવા, દીર્ઘ આયુષ્ય પણ મળે તો, તેથી રમણ કરવાની તેને કદી ઇચ્છા થાય ?

**યમરાજની લાલચોમાં નહિ લપટાતાં તેજ પ્રશ્નનો આગ્રહ:—**

**यस्मिन् इदं विचिकित्सन्ति मृत्यो !**
**यत् सांपराये महति ब्रूहि नस्तत् ।**
**यः अयं वरः गूढम् अनुप्रविष्टः**
**न अन्यं तस्मात् नचिकेतः वृणीते ॥२९॥**

નચિકેતા પોતાના જ પ્રશ્ન પર સ્થિર રહી યમરાજને જણાવે છે કે 'મનુષ્યના મરણ સંબંધી મેં જે પ્રશ્ન પૂછ્યો છે અને જેને માટે અનેક સંદેહો થાય છે, તે પરલોક સંબંધી જે મહાન વિજ્ઞાન છે, તે મને જણાવો, કારણ કે આ વિષે જે મેં વરદાન માગ્યું છે, તેનું વિવેચન પણ ગહન છે; માટે નચિકેતા તેથી બીજું કંઇ માગતો નથી. આ રીતે નચિકેતાએ યમરાજની લાલચોમાં ફસાઈ બીજું કોઇ વરદાન માગ્યું નહિ, કારણકે તેના હૃદયમાં સંપૂર્ણ ખાત્રી થઇ હતી કે આ જ્ઞાનને જેટલું મહત્વ આપી શકાય તેટલું મહત્વ કોઇ પણ બીજા પદાર્થ માટે ન અપાય.

---

ॐ

# યમ અને નચિકેતાનો સંવાદ

## — ઉત્તર ભાગ —

### યમરાજે બતાવેલ બે માર્ગઃ—

अन्यत् श्रेयः अन्यत् उत एव प्रेयः
ते उभे नानार्थे पुरुषं सिनीतः ।
तयोः श्रेय आददानस्य साधुः भवति
हीयते अर्थात् य उ प्रेयः वृणीते ॥१॥

નચિકેતાએ જે પ્રશ્ન પૂછ્યો, તે યોગ્ય જ હતો. તેનો ઉત્તર આપવા યમરાજની મરજી હતી જ, પણ તે ઉત્તર યોગ્ય અધિકારીને મળે, એ હેતુથી યમરાજે અનેક લાલચો આપી વિલંબ કર્યો. હવે તેમણે જાણ્યું કે, નચિકેતા એક બાળક નથી, પણ તત્વને સમજનારો ઉત્તમ કોટિનો શિષ્ય છે, એટલે તેને જ્ઞાન આપવાનો આરંભ કરે છે. તે જણાવે છે કે 'માનવી માટે બે માર્ગ છે. એક માર્ગ ઉત્તમ (શ્રેય) છે અને બીજો માર્ગ પ્રિય (પ્રેય) છે. તે બંનેના ફાંટા જુદા છે અને બંનેનાં ફળ પણ જુદાં છે, તે બંને પુરુષને લલચાવે છે, તેમાં જે ઉત્તમ માર્ગને પસંદ કરે છે, તેનું કલ્યાણ થાય છે અને જે પ્રિયમાર્ગને વરે છે, તેનું પતન થાય છે.

### મતિને અનુસરી માર્ગની પસંદગીઃ—

श्रेयः च प्रेयः च मनुष्यम् एतः
तौ संपरीत्य विविनक्ति धीरः ।

श्रेयः हि धीरः अभि प्रेयसः वृणीते
प्रेयः मंदः योगक्षेमात्× वृणीते ॥२॥

શ્રેય અને પ્રેય બંને ભિન્ન માર્ગ છે અને તેમાં કયો માર્ગ લેવો, તે પોતાની બુદ્ધિ ઉપર આધાર રાખે છે, તે વાત ધ્યાનમાં લઇ યમરાજ અહીં જણાવે છે કે 'આ બંને માર્ગ માનવી પાસે આવીને ઉભા રહે છે, તે સમયે ધીર પુરુષ બંનેના ગુણ દોષનો વિચાર કરીને તારવણી કરે છે અને પછી પોતાના હૃદયમાં નિશ્ચય કરે છે કે, પ્રિયમાર્ગ કરતાં ઉત્તમ માર્ગ સારો છે, જયારે અલ્પમતિ પુરુષ ભરણ-પોષણની ચિંતામાં પડી, પ્રિય વસ્તુના મોહમાં ફસાય છે.

**નચિકેતાએ દૂર કરેલો પ્રિય માર્ગઃ—**

स त्वं प्रियान् प्रियरूपान् च कामान्
अभिध्यायन् नचिकेतः अत्यस्राक्षीः ।
न एतां सृंकां वित्तमयीम् अवाप्तः
यस्यां मज्जन्ति बहवः मनुष्याः ॥३॥

યમરાજ નચિકેતાની પ્રશંસા કરતાં જણાવે છે કે, 'તું ધીર છે અને તેથી જ પ્રિય પુત્રપરિવાર અને મનોહર અપ્સરાઓ વગેરેની તૂચ્છતાનો ખૂબ જ વિચાર કરીને, તેને

× ગીતાનો યોગક્ષેમ પ્રસિદ્ધ છે. અહીંના અર્થમાં સહેજ ફેર છે. માણસને ધન મેળવવાની પહેલી ચિંતા રહે છે, ધન મળ્યું એટલે તેને કેમ સાચવવું તે બીજી ચિંતા ઊભી થાય છે, આમ ચિંતામાંથી તે ઉંચે આવી શકતો જ નથી; એટલે તેમાં જ પોતાનું કલ્યાણ ખોળવા તે મથે છે. ધીર વીર ને ભરણપોષણની ચિંતા રહેતી જ નથી. ભરણ-પોષણની ચિંતા છોડીને જ તે પુરુષાર્થ સેવે છે.

તેં દૂર કર્યાં છે તેથી; જેમાં અનેક મનુષ્યો ફસાય છે, એવી ધનદૌલતની બેડીમાં તું સપડાયો નથી.

**નચિકેતાએ પસંદ કરેલો જ્ઞાનમાર્ગઃ—**

**दूरम् एते विपरीते विषूची**
**अविद्या या च विद्या इति ज्ञाता ।**
**विद्याभीप्सिनं नचिकेतसं मन्ये**
**न त्वा कामाः बह्वः अलोलुपन्त ॥४॥**

આ બંને માર્ગોને, આ શ્લોકમાં જુદી રીતે સમજાયા છે અને તે રીતે કર્મમાર્ગ અને જ્ઞાનમાર્ગનું વર્ણન આમાં આવે છે. તે જણાવે છે કે 'આ બંને માર્ગોમાં પ્રિય એટલે અજ્ઞાનમાર્ગ અને ઉત્તમ એટલે જ્ઞાનમાર્ગ આ લોકમાં પ્રસિદ્ધ છે. તે બંને એકબીજાથી વિરુદ્ધ દિશામાં ગમન કરે છે અને એકબીજાના વિરોધી પણ છે. તારી સમક્ષ અનેક ભોગવવાના પદાર્થો રજૂ કરવામાં આવ્યા. તેમાંના એકેય પદાર્થે તને લોભાવ્યો નહિ, તે માટે મને પુરી ખાત્રી થઈ છે કે 'તું જ્ઞાનમાર્ગ પર ચઢેલો છે અને તેની ખોજમાં જ તું આગળ ધપે છે.

**અજ્ઞાનમાર્ગને અનુસરનારની અવસ્થાઃ—**

**अविद्यायाम् अन्तरे वर्तमानाः**
**स्वयं धीराः पण्डितं मन्यमानाः**
**दंद्रम्यमाणाः परियन्ति मूढाः**
**अन्धेन एव नीयमानाः यथा अन्धाः ॥५॥**

અંધકારથી ઘેરાએલા અજ્ઞાનમાર્ગમાં રહેલા, મંદપુરુષો પોતાની જાતને ખૂબ જ સમજુ અને ધીર વીર ગણી,

પોતાને પંડિત કહેવડાવે છે, પણ ખરી રીતે જેમ આંધળાથી દોરાતા આંધળાની જે વલે થાય, તેવી જ વલે આ સંસારના જન્મમરણમાંના ચક્રપર ચઢેલા આ મૂઢ પુરુષોની થાય છે.

**મૂઢ પુરુષની સંકુચિત દૃષ્ટિઃ—**

न सांपरायः प्रतिभाति बालम्
प्रमाद्यंतं वित्तमोहेन मूढम् ॥
अयं लोकः नास्ति परः इति मानी
पुनः पुनः वशम् आपद्यते मे ॥६॥

યમરાજ નચિકેતાને અહીં મુખ્ય વસ્તુ જણાવે છે કે, મારા પાશમાં જ્ઞાનીઓ ફસાતા નથી, જેની દૃષ્ટિ વિશાળ છે અને જે તત્ત્વજ્ઞાનના અભિલાષી છે, તે જણાવે છે કે 'જેની મતિ અલ્પ છે, જે તત્વજ્ઞાન સંબંધી વિચાર કરવા પણ બેદરકાર છે અને જે લક્ષ્મીની જાળમાં ફસાયો છે, તેની નજર પરલોકના માર્ગ સુધી પહોંચતી જ નથી. તેને તો એટલો જ ખ્યાલ હોય છે કે 'નજરે દેખાતું આ જગત સાચું અને પરલોક વગેરે કંઈ છે નહિ, જો હોય તો આપણા અનુભવમાં આવે' આવું એનું માનવું હોય છે અને એવો જ પુરુષ યમરાજના પાશમાં પડી, જન્મમરણના ચક્રપર ભમ્યા કરે છે.

**હજારો લાખોમાં કોઇકને જ આત્મજ્ઞાનની પ્રાપ્તિઃ—**

श्रवणाय अपि बहुभिः यः न लभ्यः
शृण्वन्तः अपि बहवः यं न विद्युः ॥
आश्चर्यः वक्ता कुशलः अस्य लब्धा
आश्चर्यः ज्ञाता कुशलानुशिष्टः ॥७॥

આત્મજ્ઞાન સંસારના પદાર્થોના બોધ જેવું સરળ નથી, પણ તે ખૂબ જ કઠણ છે અને તે કોઇ વિરળ જ છે, જેણે આત્મજ્ઞાન સંપૂર્ણ મેળવ્યું છે. તેનું વર્ણન કરતાં જણાવે છે કે 'સંસારમાં મોટો ભાગ એવો છે, જેણે આત્મજ્ઞાન વિષે કંઇ પણ સાંભળ્યું જ નથી અને જેને સાંભળવાની તક પણ મળતી નથી; બાકી રહેલામાં જેને સાંભળવાની તક પણ મળી, તેમાં હજારો એવા મળી આવશે, જેને આત્મજ્ઞાન સમજાશે જ નહિ અને આવું આત્મજ્ઞાન કોઇ મેળવી, તેને વિષે બોલવાની જિગર કરે તો તે એક આશ્ચર્ય કહેવાય, તેમજ જે આત્માને મેળવે તેને પણ ભાગ્યશાળી ગણવો; કારણકે કોઇ નિપુણ ગુરુ મળી આવે અને તે જો ઉપદેશ કરે; તો જ આ આત્મજ્ઞાન મેળવી શકાય.×

**સદ્‌ગુરુ વિના આત્મજ્ઞાનનો અભાવ:—**

**न नरेण अवरेण प्रोक्तः एषः**
**सुविज्ञेयः बहुधा चिन्त्यमानः ॥**
**अनन्यप्रोक्ते गतिः अत्र नास्ति**
**अणीयान् हि अतर्क्यम् अणु प्रमाणात् ॥८॥**

આત્મજ્ઞાન એટલું બધું ગહન છે કે તેને સમજવા માટે અધિકાર જોઇએ; તેમજ તેને સમજાવનાર પણ કોઈક

× આત્મજ્ઞાનનો અહીં વાસ્તવિક મહિમા ગાયો છે: આહાર, વિહાર અને વ્યવહારમાં ફસાઇ, માણસની જીંદગી બરબાદ થઇ જાય છે, તે તેને જણાતું નથી અને તેને જ પરમ કર્તવ્ય માની લાખ્ખો કરોડો માણસો તત્ત્વજ્ઞાનથી વિમુખ રહે છે. કોઈક જ ધીર પુરુષ તત્ત્વજ્ઞાન મેળવવા જાગ્રત થાય છે.

વિરળ જ બ્રહ્મવેત્તા મળી આવે અને તે જ જો સારી રીતે સમજાવે તો આ સમજાય. એ જણાવે છે કે 'ગમે તે સાધારણ માણસ ગુરુ થઇને* બેસે, તેને આત્મજ્ઞાન સમજાવવાનો અને તેનો ઉપદેશ કરવાનો અધિકાર નથી; કારણકે તે પોતે જ અનેક શંકાઓમાં ગોથાં ખાતો હોય, એ બીજાને કયાંથી જ સમજાવી શકે. જેણે અનેકવાર શ્રવણ, મનન અને ધ્યાન ધર્યાં હોય, તે માણસને માટે જ આ આત્મજ્ઞાન સરળ છે. એવો કોઇ દિવ્ય પ્રતિભાશાળી મહાત્મા હોય, તે જ આ તત્વને સમજાવી શકે. તે વિના કોઈ બીજો ઉપાય જ નથી; એટલે કે ગ્રંથો વાંચીને અને ધ્યાન ધરીને આત્મજ્ઞાન સાંપડતું નથી; એનું એક જ કારણ છે; કે આત્મા તર્કશક્તિની કસોટીથી પર છે, તેને તર્કશક્તિ કસી શકતી જ નથી, તેનું એક જ કારણ છે કે એ તો સૂક્ષ્મ પદાર્થોમાં પણ અતિ સૂક્ષ્મ છે.

**સદ્‌ગુરુ અને ઉત્તમ શિષ્યનો મેળાપઃ—**

**न एषा तर्केण मतिः आपनेया**
**प्रोक्ता अनन्येन एव सुज्ञानाय प्रेष्ठ ।**
**यां त्वम् आपः सत्यधृतिः बत असि**
**त्वादृक् नः भूयात् नचिकेतः ! प्रष्टा ॥९॥**

પૂર્વભાગમાં નચિકેતાએ યમરાજની પ્રશંસા કરી હતી

* પોષાકનો બદલો કરીને અથવા વેદાંતનાં બેએક પુસ્તકો વાંચી વિચારી, આજે ઘણા ગુરુઓ વધી પડયા છે, તેમણે આ માર્મિક વચન પર ધ્યાન લેવા જેવું છે, ગુરુ કરતા પહેલાં દરેક શિષ્ય પણ આ વિચ.રે.

કે તમારા જેવો ઉપદેશ આપનાર મને મળશે નહિ, યમરાજ અહીં નચિકેતાની પ્રશંસા કરી જણાવે છે કે 'તું ઉત્તમ અધિકારી શિષ્ય છે અને તારા જેવો પ્રશ્ન પૂછનાર, મને ફરીથી પણ મળે, તેવી મારી ભાવના છે. આ રીતે અહીં સદ્ગુરુ અને ઉત્તમ શિષ્યનો મેળાપ થયો છે. ઉપર જણાવ્યું તેમ આત્મજ્ઞાન તર્કનો વિષય નથી. તે શ્રદ્ધાથી જ સમજાય તેમ છે, અને તેવી શ્રદ્ધા રાખનાર યોગ્ય માણસ જ સારો ગુરુ મેળવી શકે. યમરાજ નચિકેતાને જણાવે છે કે 'તારી મતિ ખૂબ શ્રદ્ધાળુ છે, તેથી તને આત્મજ્ઞાન થશે, માટે તે શ્રદ્ધાને તર્કવિતર્કમાં નાખી, તારી મતિને ભ્રષ્ટ કરીશ નહિ, તેમજ જે ગુરુ બ્રહ્મનિષ્ઠ હોય અને તત્વવેત્તાઓમાં ઉત્તમ હોય, તે જ જો સમજાવે તો આ આત્મજ્ઞાન સરળ બને અને તેવી જ રીતે તારા જેવો ઉત્તમ શિષ્ય આવી મને ફરીથી પ્રશ્ન પૂછે તેવી મારી ભાવના છે. તારી ધીરજ તત્વજ્ઞાનને માટે સાચી છે. હું તારી પ્રશંસા કરું છું.

**અનિત્ય પદાર્થોથી આત્મજ્ઞાન સંભવે નહિઃ—**

जानामि अहं शेवधिः इति अनित्यम्
न हि अध्रुवैः प्राप्यते हि ध्रुवं तत् ॥
ततः मया नाचिकेतः चितः अग्निः
अनित्यैः द्रव्यैः प्राप्तवान् अस्मि नित्यम् ॥१०॥

આ શ્લોક કોના મુખમાં મુકવો એ એક સંશય છે, ધ્રુવ અને નિત્ય પર્યાય શબ્દો નથી. બ્રહ્મપદ ધ્રુવ ગણાય. જયારે યમલોક, સ્વર્ગલોક વગેરે નિત્ય ગણાય. આટલું જ જાણવાથી ખ્યાલ આવે છે કે; આ શ્લોક બોલનાર યમરાજ

છે, જેમણે સ્વર્ગના અગ્નિનું પૂજન કરી, નિત્ય યમલોક મેળવ્યો છે. તેઓ જણાવે છે કે 'આ સંસારના અખૂટ ભંડારો પણ પળમાં નાશ પામે તેવા છે અને તેવા પદાર્થોથી ધ્રુવપદ મળે, એ તો ઝાંઝવાના પાણીને અડવા જેવી અસંભવ વાત છે. મેં નચિકેતા નામે પ્રસિદ્ધ થએલ અગ્નિનું પૂજન કરી, આ યમલોક મેળવ્યો છે, જે સંસારની દૃષ્ટિએ નિત્ય છે, પણ બ્રહ્મદૃષ્ટિએ તો આ યમલોક પણ અનિત્ય છે, કારણ કે આ લોક અનિત્ય પદાર્થોથી મળેલો છે.

## યમરાજે કરેલી નચિકેતાની પ્રશંસાઃ—

कामस्य आप्तिं, जगतः प्रतिष्ठाम्,
क्रतोः अनन्त्यम्, अभयस्य पारम् ।
स्तोम महत् उरुगायं प्रतिष्ठां दृष्ट्वा
धृत्या धीरः नचिकेतः! अत्यस्राक्षीः ॥११॥

નચિકેતાએ યમરાજ પાસે બીજું વરદાન માગી, સ્વર્ગસંબંધી જ્ઞાન મેળવ્યું, તે પછી ત્રીજું વરદાન માગ્યું, યમરાજને લાગ્યું કે નચિકેતાને સ્વર્ગની ઇચ્છા છે અને આત્મા સંબંધી પ્રશ્ન તો સામાન્ય જીજ્ઞાસા માટે જ પૂછે છે એટલે તેને આત્મજ્ઞાનનો અધિકારી નથી, પણ તે સમયે યમરાજે નચિકેતાનું હૃદય વાંચ્યું નહોતું. આત્મજ્ઞાન માટે તેનો દૃઢ નિશ્ચય, એકનિષ્ઠા અને સર્વસ્વનો ત્યાગ જોઇ, યમરાજ પ્રસન્ન થાય છે અને તે નચિકેતાની સ્તુતિ કરે છે. આ મંત્રમાં યમરાજે સ્વર્ગનું વર્ણન કર્યું છે અને તે નચિકેતાએ કરેલા પૂર્વભાગના બારમા મંત્રના સ્વર્ગના વર્ણનને વિશાળ બનાવે છે, તે મંત્ર અહીં વાંચી જવાથી

આ સ્પષ્ટ સમજાશે. યમરાજ નચિકેતાને જણાવે છે કે 'તેં હૃદયમાં ધીરજ ધારણ કરી, તે સ્વર્ગ જેવા ઉત્તમ પદનો ત્યાગ કર્યો, જે પદ મનુષ્યની સર્વ કામનાઓને પુરી પાડે છે, જે જગતના આધાર સ્થંભ જેવું છે, જે યજ્ઞયાગાદિ ધાર્મિક ક્રિયાઓના ઉત્તમ ફળને આપનાર છે, જયાં જન્મ, મરણ, શોક કે મોહ જેવા ભય પહોંચી શકતા નથી; તેમ જ જે નિર્ભયસ્થાનોમાં પણ મુખ્ય છે, જયાં અનેક પ્રકારની મોટી સંપત્તિઓ અને કીર્તિઓ વાસ કરે છે અને જે પદ અતિ વિશાળ છે.' આત્મજ્ઞાન મેળવવા તેં આવા પદનો પણ ત્યાગ કર્યો, જેમાં ભલભલા મુનિવરો અને દેવો પણ મોહમાં પડી ફસાઇ જાય છે; ખરેખર નચિકેતા તને ધન્ય છે.

**મનનું આત્માની સાથે અનુસંધાનઃ—**

> तं दुर्दर्शं गूढम् अनुप्रविष्टम्
> गुहाहितं गह्वरेष्ठं पुराणम् ।
> *अध्यात्मयोगाधिगमेन देवं
> मत्वा धीरो हर्षशोकौ जहाति ॥१२॥

સ્વર્ગમાં હર્ષ અને શોક નથી, ત્યાં કોઇ જાતનો ભય નથી વગેરે જે વર્ણન કર્યું તે કર્મને અનુસરીને કર્યું છે. જગતમાં જે ભય જોવામાં આવે છે, તે ભય સ્વર્ગમાં

*અધ્યાત્મયોગ૦ શબ્દ જાણવા જેવો છે. એક અર્થ થાય છે અધ્યાત્મ એટલે અંતરાત્મા તેના ધ્યાનની પ્રાપ્તિ થવી તે, બીજો અર્થ મનનું આત્માની સાથે જોડાણ થવું તે અને ત્રીજો અર્થ અંતરાત્મના ચિત્તની વૃત્તિઓ રોકવી તે; ભાવમાં ઝાઝો ફેર નથી.

નથી, પણ સ્વર્ગ તો પુણ્યનું ફળ છે. સારાં કર્મ કરવાથી જે પુણ્ય મળે તેને પરિણામે સ્વર્ગ મળે છે, એટલે જો પુણ્ય ઓછાં થઇ જાય, તો સ્વર્ગ પણ ચાલ્યું જાય એ ભય અને શોક સ્વર્ગમાં પણ રહ્યાં છે એટલે ખરું અભય પદ તો આત્માની પ્રાપ્તિ છે, જ્યાં કોઈ જાતના હર્ષ અને શોક નથી, એ જ આત્મા માટે નચિકેતાનો પ્રશ્ન હતો અને તે જ પ્રશ્નને અનુસરી યમરાજ જણાવે છે કે 'જે આત્માને તું જાણવા ઇચ્છે છે, તે આત્માનાં દર્શન થવાં ખૂબ જ કઠણ છે; કારણ કે તે સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ છે સાધારણ માણસ તો તેને મેળવી શકતો જ નથી કારણકે 'તેનાથી આત્મા સદાને માટે સંતાતો ફરે છે, પોતાની જાતને તે સાધારણ માણસથી છૂપાવી રાખે છે, તેને શોધવાની તાકાત સાધારણ માણસમાં ક્યાંથી હોય? તે આત્મા બ્રહ્મનિષ્ઠ પુરુષોના હૃદયમાં વાસ કરે છે, ત્યાં તે સંપૂર્ણ પ્રકાશથી ઝળહળે છે, તેનો વાસ અનેક સંકટોમાં પણ રહેલો છે; એટલે તે બધાં સંકટો પાર કરે તેને જ આત્મા દર્શન આપે છે અને તે સદાકાળ રહેલો હોવાથી જૂનો છે, તે છતાં અનેક સ્વાંગ સજી તે નવા જેવો પણ લાગે છે, એવા આત્માની પ્રાપ્તિ થવી મુશ્કેલ છે. તેને મેળવવાનો એક જ ઉપાય છે, કે બહારના વિષયોમાં ભટકતા મનનો નિરોધ કરી, હૃદયમાં રહેલા આત્મા સાથે તેને જોડી દેવું. મન જે આત્માથી અલગ પડી ગયું છે, તે ભેદ તોડી નાખી તે બંનેનું ફરીથી જોડાણ કરવું. એ આત્માની સાથે જોડાણ થતાંની સાથે જ આત્મા પોતાનું સ્વરૂપ પ્રગટ કરે છે. તેને આત્મદર્શન થાય છે અને

જે ધીર મતિવાળા પુરુષને આત્મદર્શન થયું તેને પછી શોક અને મોહ રહે જ ક્યાંથી ? તેનો તો સંપૂર્ણ નાશ જ થાય છે.

## નચિકેતાને આત્મદર્શનનો અધિકારઃ—

एतत् श्रुत्वा संपरिगृह्य मर्त्यः
प्रवृह्य धर्म्यम् अणुम् एतम् आप्य ।
स मोदते मोदनीयं हि लब्ध्वा
विवृतं सद्म नचिकेतसं मन्ये ॥१३॥

ઉપરના મંત્રમાં જે આત્મદર્શનનું વર્ણન કરવામાં આવ્યું, તે આત્મદેવ વિષે કોઈ બ્રહ્મનિષ્ઠ ગુરુ પાસે જે મનુષ્ય એક ચિત્તથી સાંભળે અને તેનું મનન કરે, પોતાના આત્મભાવથી તેનો સ્વીકાર કરે અને પોતે જાણે કે આત્માને શરીર, ઇંદ્રિય વગેરે જે ધર્મો લાગુ પડેલા છે, તે ધર્મો તેના પોતાના નથી; તેનો સાચો ધર્મ તો સ્વયંપ્રકાશ છે; એટલે તેને શરીરાદિ ધર્મથી છૂટો પાડે, આ રીતે તે આત્મા અતિસૂક્ષ્મ હોવા છતાં પણ, મેળવી શકાય છે અને તેને મેળવ્યા પછી, મનુષ્ય પરમાનંદમાં તરબોળ બની જાય છે, પણ તે આત્મદર્શન માટે બારણાં ખુલ્લાં હોતાં નથી. તેનાં બારણાં ખોલી શકાતાં નથી અને તેથી જ લાખો કરોડો માનવીઓ, આત્મદર્શનથી વંચિત રહે છે. નચિકેતા જેવો કોઈક જ વિરળ ભાગ્યશાળી હોય છે, જે મોક્ષનો અધિકારી છે, જેનાં આવરણો દૂર થયાં હોય છે.

**આત્મદર્શન માટે નચિકેતાની આતુરતાઃ—**

> अन्यत्र धर्मात् अन्यत्र अधर्मात्
> अन्यत्र अस्मात् कृताकृतात् ।
> अन्यत्र भूतात् च भव्यात् च
> यत् तत् पश्यसि तत् वद ॥१४॥

જ્યારે યમરાજે જણાવ્યું કે નચિકેતા આત્મજ્ઞાનનો અધિકારી છે, ત્યારે નચિકેતાને હૃદયમાં ખૂબ આનંદ થયો, હવે તે યમરાજ પાસે બીજું કંઈ માગતો નથી, બીજાં વિવેચનો પણ માગતો નથી, તેને બીજી કોઈ વાત રુચતી જ નથી, તે એક જ સાધન માગે છે, જેથી આત્મદર્શન થાય, તેમાં જેટલો વિલંબ થાય તેટલો તેને માટે અસહ્ય છે. આત્મદર્શનની તેને ઝાંખી થઇ છે. આત્મતત્વને તે સમજ્યો છે, અને તેથી જ પોતે જિજ્ઞાસા કરે છે અને યમરાજને જણાવે છે કે 'જે આત્માનાં દર્શન તમને થયાં છે, તેજ આત્માનાં દર્શન મને કરાવો. મારે કોઇ બીજું સગુણ, દેશકાળની મર્યાદાવાળું, કાર્યકારણને લગતું તત્ત્વ જાણવું નથી. હું તો તે તત્વને જાણવા ઇચ્છું છું; જે યજ્ઞયાગાદિ પુણ્યથી નિર્લેપ રહે છે અને જેને બ્રહ્મહત્યા જેવાં ઘોર પાપ સાથે પણ કંઈ સંબંધ નથી, જે કોઇનું કાર્ય પણ નથી; તેમજ કોઈનું કારણ પણ નથી, ખૂબ જૂનો ભૂતકાળમાં હતો, અથવા ભવિષ્યકાળમાં થનારો છે એવી કાળની મર્યાદાથી પણ જે પર છે. આ રીતે જે મન અને વાણીના વ્યવહારોથી પર છે, તેવા ઉત્તમ આત્મતત્વનાં દર્શન આપ મને કરાવો. કારણકે આપ મારી પર પ્રસન્ન થયા છો અને આપ જ જણાવો છો કે, હું તેનો યોગ્ય અધિકારી છું.

**આત્મપ્રાપ્તિનું મુખ્ય સાધન પ્રણવઃ--**

सर्वे वेदाः यत् पदम् आमनन्ति
तपांसि सर्वाणि च यत् वदन्ति ।
यत् इच्छंतः ब्रह्मचर्यं चरन्ति
तत् ते पदं संग्रहेण ब्रवीमि ॐ इति एतत् ॥१५॥

નચિકેતાએ આત્મસંબંધી જ મુખ્ય પ્રશ્ન પૂછ્યો એટલે તેના જવાબમાં યમરાજ જણાવે છે, કે ૐ એ પરબ્રહ્મનું સ્વરૂપ છે. ચારે વેદો આ અક્ષરબ્રહ્મની સ્તુતિ કરે કરે છે, ઋષિમુનિઓ અને તપસ્વીઓ અનેક જાતનાં તપ કરી, એ ૐકારનો જ ઉચ્ચાર કરે છે અને આશ્રમમાં વસતા બ્રહ્મચારીઓથી આરંભી, બ્રહ્મનું ધ્યાન ધરતા બ્રહ્મવેત્તાઓ જેને મેળવવાની ઈચ્છાથી અનેક પ્રકારનાં વ્રત કરે છે, એવું જે ઉત્તમ પદ છે, તે તને ટુંકામાં જણાવું છું કે 'તે પદ ૐકાર છે.'

**અક્ષરબ્રહ્મની ઉપાસનાઃ--**

एतत् हि एव अक्षरं ब्रह्म
एतत् हि एव अक्षरं परम् ।
एतत् हि एव अक्षरं ज्ञात्वा
यः यत् इच्छति तस्य तत् ॥१६॥

એ જ ૐકારનું વર્ણન કરતાં યમરાજ જણાવે છે કે 'ખરેખર આજ અક્ષર બ્રહ્મરૂપે છે, એ જ અક્ષરનું જ્ઞાન થવાથી, મનુષ્ય જે ઈચ્છે તે મેળવી શકે છે. આ અક્ષરથી સગુણ બ્રહ્મની ઉપાસના કરી શકાય છે અને એ જ અક્ષરથી પરબ્રહ્મનું જ્ઞાન થાય છે, એટલે પોતાની મતિ અનુસાર આ અક્ષરની ઉપાસના કરતાં તેને યોગ્ય ફળ મળે છે.

**એજ અક્ષરબ્રહ્મનું અવલંબનઃ--**

यतत् आलम्बनं श्रेष्ठम्
पतत् आलम्बनं परम् ।
पतत् आलम्बनं ज्ञात्वा
ब्रह्मलोके महीयते ॥१७॥

જે મનુષ્ય આત્મજ્ઞાન મેળવવા ઇચ્છતો હોય, તેણે આ અક્ષરબ્રહ્મની જ ઉપાસના કરવી; કારણકે આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે આ અક્ષરની ઉપાસના બીજાં સાધનો કરતાં ચઢિયાતી છે અને આ જ સાધન સર્વોત્તમ છે, એવા સાધનનું જેને પુરેપુરું જ્ઞાન થાય છે, તે બ્રહ્મલોકમાં પરમાનંદ ભોગવે છે, કારણકે આ અક્ષર પરબ્રહ્મસ્વરૂપ છે, એટલે તેના જ્ઞાનની સાથે જ આત્માનું જ્ઞાન થાય છે અને આત્માનું જ્ઞાન થતાં જ તેને આત્મલોક પ્રાપ્ત થાય છે.

**આત્માનું અનાદિ, અમર સ્વરૂપઃ--**

न जायते म्रियते वा विपश्चित्
न अयं कुतश्चित् न बभूव कश्चित् ।
अजः नित्यः शाश्वतः अयं पुराणः
न हन्यते हन्यमाने शरीरे ॥१८॥

પૂર્વભાગના વીસમા મંત્રમાં નચિકેતાએ જે મુખ્ય પ્રશ્ન પૂછ્યો છે કે 'મરણ પછી આત્મા રહે છે કે તે પણ શરીર સાથે નાશ પામે છે ?' તે પ્રશ્નનો જવાબ અહીં યમરાજ આપે છે. ઉપરના મંત્રોમાં પરબ્રહ્મનું વર્ણન કર્યું, તે પરબ્રહ્મ પરમાત્મા જ સર્વોત્તમ છે, એ પણ જણાવ્યું, હવે તે જણાવવામાં આવે છે કે, પ્રત્યેકના શરીરમાં વાસ

કરતો અંતરાત્મા આ પરબ્રહ્મથી જુદો નથી. એ જ પરબ્રહ્મ આ હૃદયમાં બિરાજે છે. જે સર્વથી પર રહે છે. તે જ પરબ્રહ્મ એક અદ્વિતીય તત્વ છે. અને તે જ પરબ્રહ્મ જીવાત્મા બની અંતઃકરણમાં વાસ કરે છે, તે અંતરાત્માની મરણ પછી શી સ્થિતિ થાય છે, તે યમરાજ નચિકેતાને જણાવે છે કે 'આપણા અંતઃકરણમાં વાસ કરતો આ આત્મા જન્મતો નથી અને મરતો પણ નથી. એવું કોઈપણ કારણ નથી કે જેથી પોતે ઉત્પન્ન થાય અને તેવું કોઇ કાર્ય પણ નથી કે જે આ આત્માથી જન્મ પામ્યું હોય આ આત્મા તો કાર્ય-કારણ અને તેના વિકારોથી પર છે. એ આત્મા અજ, નિત્ય. નિરંતર પોતાની સત્તામાં રહેનાર અને પુરાણો છે, તે અંતરાત્માને આ શરીર સાથે સંબંધ નથી. શરીર જન્મ પામે, તેથી તે જન્મતો નથી, શરીર મરે ત્યારે તે મરતો પણ નથી, એટલે શરીર હણાતાં શરીરને વિકાર થાય છે, આત્માને વિકાર થતો નથી.

**સાધારણ માણસની નજરે આત્માઃ—**

हंता चेत् मन्यते हंतुम्
हतः चेत् मन्यते हतम् ।
उभौ तौ न विजानीतः
न अयं हंति न हन्यते ॥१९॥

યમરાજ જણાવે છે કે આત્મા નિત્ય અવિકારી છે, તે છતાં અજ્ઞાનીઓને મન તે 'શરીર સાથે જોડાએલો અને તેને પણ શરીરનાં સુખદુઃખ પ્રાપ્ત થાય છે. 'આવા અજ્ઞાની પુરુષો એમ સમજતા હોય કે, મેં મારા અમુક

શત્રુનો વધ કર્યો અને તે શત્રુ પણ જો એમ જાણે કે મારો પોતાનો સર્વનાશ થયો, તો તે બંને સમજી શકતા નથી કે 'આ આત્મા કોઇને હણતો નથી; તેમજ કોઇનાથી હણાતો પણ નથી.

**આત્મજ્ઞાન થવામાં મુખ્ય કારણ:--**

> **अणोः अणीयान् महतः महीयान्**
> **आत्मा अस्य जंतोः निहितः गुहायाम् ।**
> **तम् अक्रतुः पश्यति वीतशोकः**
> **+धातुः प्रसादात् महिमानम् आत्मनः ॥२०॥**

આ આત્મા સર્વત્ર ભરપૂર છે એટલે તે એક નાનામાં નાની વસ્તુમાં પણ રહી શકે છે, માટે તે એક અણુથી પણ નાનો છે, પણ તેની સાથે જ આ આત્મા સર્વવ્યાપક છે, એટલે તેનામાં સઘળા પદાર્થો સમાએલા છે તેથી તે મોટા પર્વતો અને વિશાળ આકાશ જેવા પદાર્થોથી પણ વિશાળ છે. એટલે કે જે કંઈ દેખાય તે આત્મા છે અને તે જ આત્મા પ્રાણીના હૃદયમાં વાસ કરે છે, તેથી તે અંતરાત્મા કહેવાય છે, એવા ભવ્ય વિશાળ આત્માનાં દર્શન સામાન્ય નજરે તો થાય જ નહિ, પણ જેની સર્વ ઇચ્છાઓ શમી ગઇ હોય, જેના શોક મોહ ટળી ગયા હોય તેવો બ્રહ્મવેત્તા પુરુષ જ તેનાં દર્શન કરવાની જિગર કરી શકે અને તેની સાથે સાથે આત્મદેવ પોતે જ જો તે

---

+શંકરાચાર્યનો પાઠ છે धातुप्रसादात्–શરીરને ધારણ કરે તે ઇંદ્રિયો, તેમની પ્રસન્નતાથી એટલે કે ઇંદ્રિયોની વૃત્તિઓ શાંત થવાથી, આ રીતે આત્મ મહિમા જાણવા કૃપાની જરૂર નથી પણ ઇંદ્રિયોની શાંતિની જરૂર છે.

બ્રહ્મવેત્તા પર કૃપા કરે તો જ તેને પણ દર્શન થાય છે. આ રીતે તે આત્મા જ પોતાનો મહિમા પ્રગટ કરે છે.

**આત્મદેવની વિચિત્ર લીલાઓઃ—**

आसीनः दूरं व्रजति
शयानः याति सर्वतः ।
कः तं मदामदं देवम्
मदन्यः ज्ञातुम् अर्हति ॥२१॥

યમરાજ જણાવે છે કે આ આત્માને જણવો જરા પણ સરળ નથી; કારણકે તેને એક રીતે જાણી શકાતો જ નથી, તે પોતે અનેક સ્વરૂપો ધારણ કરી અનેક લીલાઓ રચે છે, તેની સાથે જ તે કંઈ પણ કરતો નથી, તે પોતાનામાં શાંત થઇને બેસી રહે છે. તેનું વર્ણન કરે છે કે 'આ પરમાત્મા નિર્ગુણ અવસ્થામાં પોતાની સત્તામાં એક સ્વરૂપે સ્થિર રહે છે અને સગુણ અવસ્થામાં અનેક સ્વરૂપ રચી બ્રહ્મા, વિષ્ણુ, મહાદેવ અને જીવાત્મા બની દોડાદોડ કરે છે. તે જ આત્મા પ્રલયકાળે લાંબી સોડ તાણી સૂઇ જાય છે, પણ સૃષ્ટિની રચના કરતાં જ સર્વત્ર એક સ્વરૂપે ફરી વળે છે. આ આત્મા અનેક પ્રકારની લીલાઓ રચી, પોતાના જ ઐશ્વર્યથી મદોન્મત્ત બની અનેક લીલાઓ કરે છે, તે છતાં પોતાના સ્વરૂપમાં શાંત હોય છે, ત્યારે તેને કોઇ જાતનો મદ હોતો નથી, માટે આવા વિચિત્ર આત્માને તે જ જાણી શકે જેણે બ્રહ્મનિષ્ઠા મેળવી હોય, માટે યમરાજ પોતે જણાવે છે કે 'મારા જેવો કોઇ બ્રહ્મનિષ્ઠ જ આ આત્માને જાણી શકે છે, સાધારણ માણસ તો કોઇ એને જાણી શકે જ નહિ.

## આત્માના વિશેષ ગુણોનું વર્ણનઃ--

अशरीरं शरीरेषु
अनवस्थेषु अवस्थितम् ।
महान्तम् विभुम् आत्मानम्
मत्वा धीरः न शोचति ॥२२॥

આ આત્મા શરીરની બુદ્ધિરૂપી ગુફામાં રહેલો છે એટલે તેને શરીર સાથે સંબંધ છે, એમ જે લોકો જાણે છે તે યોગ્ય નથી કારણ કે શરીરથી આરંભી સર્વ પદાર્થો અનિત્ય છે અને તેઓ લાંબો કાળ ટકી શકે તેવા નથી, જ્યારે આત્મા સદા સર્વદા પોતાની સત્તાથી રહેલો છે, તે આત્મા સર્વવ્યાપક વિરાટ્ સ્વરૂપ છે, તેને જે જાણે છે, તે ધીર પુરુષ કદિ પણ શોક કરતો નથી.

## આત્મ દર્શન માટે આત્મદેવની ×કૃપાઃ—

न अयम् आत्मा प्रवचनेन लभ्यः
न मेधया न बहुना श्रुतेन ।
यम् एव एषः वृणुते तेन लभ्यः
तस्य एष आत्मा विवृणुते तनुं स्वाम् ॥२३॥

આ મંત્રમાં એક ઉત્તમ માર્ગ જણાવ્યો છે, જે માર્ગે જવાનો અધિકાર સૌ કોઈને હોતો નથી, આત્મ જ્ઞાનનો

×રામાનુજાચાર્યની રુચિને આ મંત્રે પોષણ આપ્યું છે, પરમાત્માની ભક્તિનો પ્રવાહ આ મંત્રે ચાલુ કર્યો છે, તેના નદ અને નદીઓ વહ્યાં અને પરમાત્મના મહાસાગરમાં સર્વ વિલીન થયાં. આ રીતે સર્વને રુચિ કરે તેવો આ મંત્ર છે. આ ભક્તિની ભૂમિકામાં જે ગયો નથી, તે જ્ઞાનના વિકટ શિખર પર જઈ શકે તેમ નથી.

માર્ગે દુર્લભ છે, તેનું વર્ણન તો ઉપર આવી જ ગયું છે, પણ તે દુર્લભતા અધિકારીને નથી, તે વિગત અહીં રજુ કરવામાં આવી છે. આત્મજ્ઞાન મેળવવા માટે આત્માની જ કૃપા એ મુખ્ય સાધન છે અને તેની આગળ અન્ય સર્વ સાધનો નકામાં છે. જેના ઉપર આત્માની કૃપા થઈ, તેને આત્મદર્શન થઈ જાય છે. તે કૃપાનું સદ્ભાગ્ય જેને સાંપડયું નથી, તે ભલેને અનેક સાધન સંપત્તિવાળો હોય, તેને કદી પણ આત્મદર્શન તો થવાનું નથી જ. યમરાજ જણાવે છે કે 'શાસ્ત્રનાં અને વેદનાં અનેક વ્યાખ્યાનો સાંભળવાથી અને તેમાં કહેલી વિગતો ધ્યાનમાં રાખવાથી આત્મદર્શન થતું નથી, ગમે તેવી તીક્ષ્ણ પ્રતિભાશાળી બુદ્ધિથી પણ આ આત્મા સમજી શકાતો નથી, તેમ જ અનેક પ્રકારનાં પુસ્તકો વાંચવાથી પણ આ આત્માનું જ્ઞાન મળી શકતું નથી. એ આત્માને મેળવવા આ બધાં સાધનો ગૌણ છે, મુખ્ય સાધન તો એ જ છે, કે જે આત્માની નિરંતર ઉપાસના કરતો હોય અને જેને આત્માનું અનુસંધાન ચાલુ રહેતું તેવા સાધક પુરુષને આ આત્મા પોતાનાં દર્શન આપવા પસંદ કરે છે, અને તેની કૃપાથી જ તે આત્મા મળે છે. આ આત્મા તે પોતાના ભક્તની આગળ પોતાનું સત્ય સ્વરૂપ પ્રગટ કરે છે અને તે રીતે જ આત્મદર્શન થાય છે.

**આત્મદર્શન માટે નૈતિક ગુણોની આવશ્યક્તાઃ—**

**न अविरतः दुश्चरितात्**
**न अशान्तः न असमाहितः ॥**
**न अशान्तमानसः वा अपि**
**प्रज्ञानेन एनम् आप्नुयात् ॥२४॥**

યમરાજ નચિકેતાને આત્મદર્શન માટેનાં સર્વ સાધનો બતાવી, હવે જે આત્મ દર્શનમાં વિઘ્ન કરનાર છે તે દુર્ગુણોનું અહીં વર્ણન કરે છે, આત્મ દર્શન માટે ગમે તેટલાં સાધનો તૈયાર હોય; તો પણ એક જ દુર્ગુણ તે સર્વ સાધનો પર પાણી ફેરવે છે. એટલે સચ્ચરિત્રશીળ બની સદાચારમાં રત રહેનારને જ કહેલાં સાધનોથી આત્મદર્શન થઈ શકે છે, તેમ જ આત્મદેવની કૃપા પણ તેની ઉપર જ થાય છે, જેણે સદાચરણનો માર્ગ ગ્રહણ કર્યો છે, દુર્ગુણોનું વર્ણન કરતાં યમરાજ જણાવે છે કેઃ–જે મનુષ્ય દુરાચરણમાં જ સદા રત હોય, જેની ઇંદ્રિયો પર કોઈ જાતનો કાબૂ ન હોય, જે કોઇ રીતે સાવધ ન હોય, તેમ જ જે પોતાના મનની સ્થિરતા પણ જાળવી શકતો ન હોય; તેને કદિ પણ આત્મદર્શન થતાં નથી. તેવાને આત્મજ્ઞાન પણ થતું નથી, પણ જેણે ખોટા માર્ગ પર જવાનું છોડી દીધું છે, જેની ઇંદ્રિયો સંયમને વશ છે, જે સદા સાવધ રહે છે, અને જેનું મન સ્થિર છે, તેવો મનુષ્ય આત્મજ્ઞાન મેળવી, તે આત્માનાં દર્શન કરી શકે છે.

**સાધારણ માણસથી આત્મા અજ્ઞેયઃ—**

**यस्य ब्रह्म च क्षत्रं च**
**उभे भवतः ओदनः ।**
**मृत्युः यस्य उपसेचनम्**
**क इत्था वेद यत्र सः ॥२५॥**

જે મનુષ્ય ઉપર કહેલા દુરાચારના માર્ગ પર રહેલો છે અને જેની ઉપર આત્માની કૃપા પણ થઇ નથી, તેવો

મનુષ્ય આત્મજ્ઞાનનો અધિકારી નથી. આ પરબ્રહ્મ પરમાત્મા પોતે સર્વ સૃષ્ટિનો સંહારક છે,* તેના સંહારમાંથી કોઇ બચી શકતું નથી, યમરાજ પોતે પણ તેના પંજામાંથી છૂટી શકતો નથી, એવો વિશ્વ સંહારક પરમાત્મા છે, તે જાણવાને ક્યાંથી જ સરળ હોઈ શકે, યમરાજ તેનું વર્ણન કરતાં જણાવે છે કે 'જે પરમાત્મા પોતાના ધર્મનું પાલન કરનાર સર્વથી ઊંચી ગણાતી બ્રાહ્મણ અને ક્ષત્રિય જેવી વર્ણને પણ ભાતની માફક ઝડપથી ખાય છે અને સાક્ષાત મૃત્યુ પોતે પણ જેને માટે ખાવામાં શાક જેવું છે. આવા પરમાત્માને તેની પોતાની કૃપા વિના તો કોણ જાણી શકે ?



* सस्यमिव मर्त्यः पच्यते सस्यमिवाजायते पुनः એ મંત્રની અહીં ઝાંખી થાય છે. પ્રાણિ માત્ર રોજ ભોજન કરે છે, તેના ભોજનમાં રોજ અસંખ્ય અનાજના કણોનો સંહાર થાય છે, તેમ સમસ્ત જગતમાં વાસ કરતાં પ્રાણીઓ કાળ સ્વરૂપ પરમેશ્વરના ભોજન જેવાં છે, જેનો સંહાર પ્રતિદિન થયા કરે છે. એ દેવ મૃત્યુનો પણ મૃત્યુ છે અને અમરોનો પણ અમર છે.

મનુષ્ય આત્મજ્ઞાનનો અધિકારી નથી આ પરબ્રહ્મ પરમાત્મા પોતે સર્વ સૃષ્ટિનો સંહારક છે,* તેના સંહારમાંથી કોઇ બચી શકતું નથી, યમરાજ પોતે પણ તેના પંજામાંથી છૂટી શકતો નથી, એવો વિશ્વ સંહારક પરમાત્મા છે, તે જાણવાને ક્યાંથી જ સરળ હોઈ શકે, યમરાજ તેનું વર્ણન કરતાં જણાવે છે કે 'જે પરમાત્મા પોતાના ધર્મનું પાલન કરનાર સર્વથી ઊંચી ગણાતી બ્રાહ્મણ અને ક્ષત્રિય જેવી વર્ણને પણ ભાતની માફક ઝડપથી ખાય છે અને સાક્ષાત મૃત્યુ પોતે પણ જેને માટે ખાવામાં શાક જેવું છે. આવા પરમાત્માને તેની પોતાની કૃપા વિના તો કોણ જાણી શકે ?



* सस्यमिव मर्त्यः पच्यते सस्यमिवाजायते पुनः એ મંત્રની અહીં ઝાંખી થાય છે. પ્રાણિ માત્ર રોજ ભોજન કરે છે, તેના ભોજનમં રોજ અસંખ્ય અનાજના કણોનો સંહાર થાય છે, તેમ સમસ્ત જગતમાં વાસ કરતાં પ્રાણીઓ કાળ સ્વરૂપ પરમેશ્વરના ભોજન જેવાં છે, જેને સંહાર પ્રતિદિન થયા કરે છે. એ દેવ મૃત્યુનો પણ મૃત્યુ છે અને અમરોનો પણ અમર છે.

असन्नेव स भवति असद् ब्रह्मेति वेद चेत् ।
अस्ति ब्रह्मेति चेद्वेद सन्तमेनं ततो विदुः ॥

तैत्तरीय उपनिषद्

'જે પરબ્રહ્મ પરમેશ્વરનો ઈન્કાર કરે છે, તે પોતાની જ સત્તાનો ઇન્કાર કરે છે, પરંતુ જે પરબ્રહ્મ પરમેશ્વરનો સ્વીકાર કરે છે, તેજ પોતાની સત્તાનો સ્વીકાર કરે છે' એવી મુનિવરોની વાણી છે.

卐

पराचः कामाननुयन्ति बालाः
ते मृत्योर्यन्ति विततस्य पाशम् ।
अथ धीरा अमृतत्वं विदित्वा
ध्रुवमध्रुवेष्विह न प्रार्थयन्ते ॥

कठ उपनिषद्

અલ્પમતિ મનુષ્ય બહારના વિષયોમાં જ લાગેલા રહે છે, તે મૃત્યુના વિશાળ જન્મ મરણરૂપી પાશમાં સદા ફસાએલા રહે છે, પરંતુ જે ધીર પુરુષો અમૃત સ્વરૂપ આત્માનું દર્શન કરે છે, તે નિત્ય સ્થિર રહેનાર આત્મ દર્શનને પ્રતિકૂળ કોઈ પણ વિષયની ઇચ્છા કરતા નથી.

મુદ્રકઃ મણિલાલ પુ. મિસ્ત્રી બી. એ, આદિત્યમુદ્રણાલય, રાયખડ, અમદાવાદ